# સુધા-ચંદ્ર

નાટકનાં ગાયનો અને સંક્ષિપ્ત સાર.

લેખક—નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર,
બી. એ., એલ એલ. બી., બેરિસ્ટર-એટ-લૉ.

પ્રકાશક—છોટાલાલ મૂલચંદ,

મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલીક.

મુંબઈ.

આવૃત્તિ ત્રિજી  પ્રત ૧૦૦૦૦

સને ૧૯૧૭  સંવત ૧૯૭૩

મૂલ્ય બે આના.

[ શ્રી શમશેર પ્રિન્ટિંગ પ્રેસમાં
શમશુદીન એન્ડ અબ્દુલરસુલે છાપી
૨૮૨, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, ભીંડી બજાર ]

# નિવેદન.

—:o:—

પ્રથમ તો ગુણગ્રાહી પ્રેક્ષકવર્ગે "સ્નેહ-સરિતા" નો જે સત્કાર કર્યો છે તે માટે મ્હારે અહિં ઉપકારવચન કહેવું જોઈએ. એ સત્કારના પરિણામરૂપ આ નવીન નાટ્યકૃતિ ગુર્જર રંગભૂમિને હું સહર્ષ અર્પણ કરૂં છું.

છેલ્લા એકજ વર્ષમાં લેખકો, પત્રકારો, અને પ્રેક્ષકોએ આપણી રંગભૂમિમાં જે રસ લીધો છે તે ઉપરથી પ્રતીત થાય છે કે હવે આપણાં નાટકોને નવીન યુગની વિદ્યુતનો સ્પર્શ કરાવવાને સર્વ સાહિત્યવિલાસીઓ આતુર છે. એટલુંજ નહિ પણ હવેનો પ્રેક્ષકવર્ગ માત્ર જળહળતા પોશાકો, રંગબેરંગી પડદાઓ, પ્રાસાત્મક ગેતો, અને કૃત્રિમ અસંબદ્ધ હાસ્યના અખતરાઓથી રીઝે તેમ નથી એમ હરેક સૂક્ષ્મ અવલોકનકારને જણાયા વિના નહિ રહે. સ્વાભાવિક વસ્તુ-વિકાસ, સપ્રયોજન અનુભવગમ્ય પ્રસંગો. સહેતુક સંસ્કારી ભાષા, શબ્દોની ગંભીરતા, સાર્થકતા અને સ્વાભાવિકતા, પાઠ અને પાત્રોની યોગ્યતા, અભિનયની સૂક્ષ્મતા, ધર્મ અને નીતિનાં સૂત્રોના મુખપાઠને બદલે ધ્વનિથી કર્તવ્યનું સૂચન, નાટ્ય શાસ્ત્રના જડપુરાતન કાયદાઓને બદલે કલાના જીવંત સનાતન સિદ્ધાંતોનું અનુસરણ, ઉચ્છિષ્ટ વસ્તુસંચયના બદ્ધ ખાબોચિયા-માંથી લોજનને બદલે અપૂર્વ કલ્પનાસાગરના અમર્યાદિત પ્રવાહમાંથી આચમન,——આ પ્રકારની અનેરી સામગ્રી આજનો સંસ્કારી પ્રેક્ષકગણ લેખકો તેમજ રંભુમિના ચાલકો પાસેથી માગી રહ્યા છે.

આ માગણીના બદલામાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી પણ આપવાને જે લેખકો અને નાટક કંપનીઓ પ્રયત્ન

કરશે તેઓ તેટલે દરજ્જે ગુજરાતની સાહિત્યપ્રગતિમાં તેમજ તેના જીવનવિકાસમાં સહાયભૂત થશે એ નિઃશંક છે. અવસર અને શક્તિના પ્રમાણમાં ક્યાંય ક્યાંય આ સ્ફૂર્તિ પ્રકટ થવા માંડી છે, તે ખાતે એ સ્ફૂર્તિના ઉત્પાદકોને એક નમ્ર સાહિત્યસેવક તરીકે હું અંતઃકરણપૂર્વક વધામણી આપું છું. એટલુંજ નહિ પણ મને દૃઢ શ્રદ્ધા છે કે આ રસાળ ક્ષેત્રના સર્વ કલાકારો તેમજ સાહિત્યસેવકો ગંગા યમુનાની માફક એકરસ થઈ, ગુર્જર સાહિત્યદેવીને સોહાવવાને સદા રસયજ્ઞ આરંભશે. એ રસોત્સવમાં મ્હારા તરફથી આ રંક પૂજાસામગ્રી સ્વીકારવામાં આવશે તો હું કૃતકૃત્ય થઈશ.

મુંબાઈ, ता. ૫-૮-૧૬. } નૃ. ભા. વિભાકર.

# પાત્રોની નામાવલિ.

## પુરુષ પાત્રો.

ચન્દ્રકુમાર—કુસુમપુરના મર્હૂમ મહારાજા સુભટસિંહનો કુમાર; 'લૂટાયો ચંદ્ર' તરીકે ઓળખાતો, મહાન્ આત્મબળવાળો, બાહાદૂર, લોકનાયક; સુધાસુંદરીનો પ્રાણેશ.

સુરેન્દ્રસિંહ—કુસુમપુરની ગાદી ઉપર સ્થપાયેલો, અસ્થિર મનનો રાજા.

વિહારકેતુ—કુસુમપુરનો કાવત્રાંખોર મહત્ત્વાકાંક્ષી વઝીર; કુંજલીલાનો ભાઈ.

રાવસાહેબ કનકરાય—કુસુમપુરનો લાંચખાઉ રેવેન્યુ કમીશનર; લતાકુમારીને મોહાવનાર યુવક; લયલાનો ટ્રસ્ટી.

દિલીપસિંહ—ધવલદ્વીપનો નૃપતિ; સુધાસુંદરીનો ભાઈ; કુંજલીલાનો પ્રિયતમ.

રોશન—'હિપ્નોટિસ્ટ,' જાદુગર આદિના છૂપા વેશમાં સુધાસુંદરી; કુંજલીલાને લગ્નવિધિથી પરણેલ પતિ.

અમનકાન્ત ગમનકાન્ત ભ્રમણકાન્ત વિલાયતી—લાંબું મગરૂર નામ ધરાવનાર કુસુમપુરનો રંગીલો નગર શેઠ.

અરવિંદ—કનકરાયનો પ્રાઇવેટ સેક્રેટરી.

કેસરલાકર—અરવિંદે લેખક તરીકે બહાર પાડેલું પોતાનું નામ; રોશને બનાવટી રાજકુમારનું ધારણ કરેલું નામ; લયલાનું પ્રેમપાત્ર.

એ ઉપરાંત, ભક્તજનો, સિપાઇઓ, શહેરીઓ, વેપારીઓ, ન્યુસપેપર વેંચનારા છોકરાઓ, હમાલ, દરવાન, વિગેરે.

# સ્ત્રી પાત્રો.



સુધાસુંદરી—ધવલદ્વીપના નરેશ દિલીપસિંહની બ્હેન; ચંદ્રકુમારની પ્રિયતમા.

આશાદેવી—કુસુમપુરના મર્હૂમ મહારાજા સુભટસિંહની રાજ્યકુશલ મહારાણી; સાધ્વી તરીકે ઓળખાતી લૂટારા ચંદની માતા.

કુંજલીલા—વઝીર વિહારકેતુની બ્હેન; દિલીપસિંહની હૃદયેશ્વરી,

લતાકુમારી—આશાદેવીની વિદુષી શિષ્યા; કનકરાયની અર્ધાંગના.

લચલાસુંદરી—એક શ્રીમંત કુટુંબની વારસ; "કમલાકર"ના નામને પૂજતી તરુણી.

મંજરી—સુધાસુંદરીની સખી.

પતંગિની } કુંજલીલાની સાહેલીઓ.
પ્રમદા }

એ ઉપરાંત, કંચનીઓ, વારાંગના, અન્ય સખીઓ વીગેરે.



સ્થળ—કુસુમપુર; ધવલદ્વીપ; પુષ્કર સરોવર, મલયશિખ અને તેની તળેટી.

# સુધા-ચંદ્ર

## નાટકની રૂપરેખા

### અંક ૧ લો

આમુખ—ઇશ્વર સ્તવન અને વસ્તુ રહસ્યનું સૂચન.

### પ્રવેશ ૧ લો

### સ્થળ—મલયશિખરની તળેટીમાં સાધ્વી આશાદેવીનો આશ્રમ.

સાધ્વી આશાદેવીના દર્શનાર્થે અનેક શ્રદ્ધાળુ ભક્તજન આશ્રમે આવેલાં છે, અને ભજનની ધૂન મચાવી રહ્યાં છે. એટલામાં આશાદેવીની શિષ્યા લતાકુમારી, તથા સાધ્વીના દર્શનાર્થે આવેલી, કુસુમપુરના વઝીરની બ્હેન કુંજલીલા પ્રવેશે છે. ભક્તોનું વિદાય થવું. કુંજલીલાનું પોતાના કૅમ્પ તરફ જવું. પાછળથી કુસુમપુરના રેવેન્યુ કમીશનર રાવસાહેબ કનકરાય તથા લતાનો મેળાપ. ત્યારબાદ મલયશિખરના બહાદૂર, પ્રતિભાશાલી, 'લૂટારા ચંદ'નું પોતાની માતા આશાદેવીને મળવા આવવું. આશાદેવીએ પોતાનો ગુપ્ત ઇતિહાસ ચંદને કહેવો. પોતે કુસુમપુરની ગાદીનો વારસ છે તે જાણીને ચંદનું આશ્ચર્ય, અને પોતાના પિતાનું ખૂન કરાવનાર વઝીર વિહારકેતુ ઉપર વેર લેવાની તેની ભીષ્મ પ્રતીજ્ઞા.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—મલયશિખર ઉપર હવા ખાવાનું સ્થળ.

"મલયશિખર"ની ખુશનુમા હવા લેવાને તેની પાસે આવેલા ટાપુ "ધવલદ્વીપ"ની રાજકુમારી સુધાસુંદરી તેની સાહેલીઓ સાથે આવેલી છે. એજ સ્થળે કુસુમપુરનો વઝીર વિહારકેતુ જે હવાફેર તથા શિકાર સાટે પોતાના રસાલા સહિત નીકળ્યો હતો તે આવી પહોંચે છે. સુધાને જોઈને વિહારકેતુનું મોહિત થવું. સુધા સાથે વાત કરવાનું પણ સદ્‌ભાગ્ય પ્રાપ્ત નહિ થવાથી વિહારની બળાત્કારની તૈયારી તેજ સુમે ચંદ ગર્જના કરતો પ્રવેશે છે. વિહાર અને ચંદ વચ્ચે ચકમક. ચંદના આત્મબળથી વિહારનું મ્હાત થવું. ચંદને જોઈને મુગ્ધ થયેલી સુધા તથા તેની સખીઓનું વિદાય થવું.

—:o:—

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—મલયશિખરની તળેટી તરફનો રસ્તો.

સુધા ઉપર મોહિત થયેલો વિહાર કોઈ રીતે સુધાના ભાઈ અને ધવલદ્વીપના રાજા દિલીપસિંહ ઉપર કાબુ મેળવી તેની બહેનની માગણી કરવાની યુક્તિ રચે છે. રાવ સાહેબ કનકરાય કોઈ રીતે મલયશિખર હવા ખાવા આવેલા દિલીપને ફસાવીને વિહાર પાસે લઈ આવવાનું બીડું ઝડપે છે. બંને છુટા પડે છે ત્યાં ભૂલી પડેલી કુંજ પ્રવેશે છે. રસ્તો શોધવાની મુંઝવણમાં કુંજ ઉભી છે ત્યાં દિલીપનું આવવું. તરફ યુગલનું વારાગૈત્રક. દિલીપ રસ્તો બતાવે છે, ત્યાં કનકરાય

દાખલ થાય છે. વઝીર સાહેબની બહેન ઉપર કરેલા ઉપકારના બદલામાં દિલીપને આગ્રહપૂર્વક કનકરાય વઝીર સાહેબને ત્યાં અતિથિ તરીકે લઈ જાય છે.

——:o:——

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-કુસુમપુરમાં મહારાજા સુરેન્દ્રસિંહનો બગીચો.

મોડી રાત્રિ છતાં મહારાજા સુરેન્દ્રસિંહને નિદ્રા નહિ આવવાથી ભૂતકાળના બનાવો માટે પસ્તાવો કરતો તે પોતાના બગીચામાં ઉભો છે, ત્યાં રસ્તા ઉપર પસાર થતી આશા દેવીના ભજનનું લોહચુંબક સુરેન્દ્રને આકર્ષે છે. સુરેન્દ્ર તથા આશાદેવીનો જ્ઞાનાલાપ. સુરેન્દ્રની વૈરાગ્યવૃત્તિ જાગૃત થાય છે. વાનપ્રસ્થ થવાનો નિશ્ચય. તેજ ક્ષણે વઝીર વિહારકેતુને બોલાવવો. તાજ વિહારને આપવાનો સુરેન્દ્રનો સંકલ્પ. વિહારનો અંતર્ગત આનંદ. સુરેન્દ્રનું મહેલમાં જવું. પાસો ઉંધો પડવાથી આશાદેવીનું ચંદ્રને મળવા વિદાય થવું.

——:o:——

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—મલયશિખર ઉપર ચંદની ફૂલવાડી.

ચંદને ધવલદ્વીપ આમંત્રણ કરવાને તથા પોતાના ઉપર કરેલા ઉપકારના બદલામાં પુષ્પની ભેટ ધરવાને સુધાનું ચંદની ફૂલવાડીમાં આગમન. ચંદ તથા સુધાનો સ્નેહાલાપ. તુરતજ આશાદેવીનું પ્રવેશવું. દિલીપના શુભ થવાના તથા વિહારના રાજ્યાભિષેકની તૈયારીના સમાચાર આપી, ચંદને ઉશ્કેરી, આશાનું જવું. દિલીપને બચાવવાને તથા વિહારનો રાજ્યાભિષેક અટકાવવાને ચંદનું સુધાથી છૂટા પડવું.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—કુસુમપુરમાં કનકરાયનો બંગલો.

કનકરાય દિલીપને યુક્તિથી કુસુમપુર લઈ આવેલ છે. વઝીરની માગણી દિલીપને જાહેર કરવી. દિલીપનું ઉશ્કેરાવું. એટલામાં વિહારનું પ્રવેશવું અને બળાત્કારથી દિલીપને કેદ કરી ઉઠાવી જવો. પાછળથી કનકરાયના પ્રાઈવેટ સેક્રેટરી અરવિંદનું તથા "ચમનકાન્ત ગમનકાન્ત ભ્રમણકાન્ત વિલાયતી" નું મગરૂર નામ ધરાવતા નગરશેઠનું પ્રવેશવું. લયલા-સુંદરી નામની તરૂણ વિદુષી છોકરીના કનકરાય ટ્રસ્ટી હોઈને ચમનકાન્તશેઠ ટ્રસ્ટીમહાશય મારફત લયલા સાથે પોતાના લગ્નની તજવીજ કરે છે. દરેક વસ્તુ 'બિઝનેસ' ની દૃષ્ટિથી જોનાર રાવ સાહેબની શરતો. એટલામાં લયલાનું દાખલ થવું. લયલાના હાથમાં "સ્ત્રીસ્વાતંત્ર્ય" નું પુસ્તક જોઈ રાવસાહેબના મગજનું ઉકળી જવું. પોતે હવે ઉમર લાયક થવાથી લયલાએ પોતાની મિલકતનો કબજો માંગવો. ટ્રસ્ટી સાહેબની શરત. લયલાનો તિરસ્કાર.

—:o:—

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—વિહારના મહેલમાં કારાગૃહ.

દિલીપને વઝીરે પોતાના મહેલના એક ગુપ્ત કારાગૃહમાં કેદ રાખ્યો છે. પોતે અજાણતાં દિલીપને ફસાવવામાં કારણભુત થઈ તે માટે કુંજ દિલીપ પાસે અશ્રુપાત કરી રહી છે. દુઃખનાં વાદળોમાં દિલાસાની વીજ ચમકે છે. એટલામાં વિહારનું આવવું. કુંજને ધમકી. દિલીપ પાસે સુધાની માગણી. દિલીપે કરેલો તિરસ્કાર. કુંજની પોતાના બંધુને ચેતવણી.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—કુસુમપુરનો દરબાર.

વિહારનો રાજ્યાભિષેક કરવાનો સુરેન્દ્ર પોતાનો નિશ્ચય જાહેર કરે છે. અચાનક તાજ ચોરાયાના દિલ ઉશ્કેરનારા સમાચાર. તાજની જગાએ લૂટારા ચંદનો ભયંકર પત્ર. પત્રમાં ચંદની ધમકીઓથી દરબારમાં ગભરામણ. છેવટે બીજા તાજથી વિહારના રાજ્યભિષેકની તૈયારી. અણિને વખતે ચંદનું પ્રવેશવું. સર્વનું આશ્ચર્ય. સુરેન્દ્ર અને ચંદ વચ્ચે સંવાદ. સુરેન્દ્રે પૂછેલો માર્મિક પ્રશ્નઃ—"તું રાજા થાય તો તું શું કરે?" ચંદનો આશ્ચર્યજનક ઉત્તર. સુરેન્દ્રનું કુતૂહલ. વિહારનો રાજ્યભિષેક મૂળતવી રાખવો. સર્વના આશ્ચર્ય વચ્ચે ચંદને સંપૂર્ણ રાજસત્તા સોંપી અમાત્યપદ આપવું.

## ટેબ્લો.

## અંક ૨ જો.

—:o:—

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રાવ સાહેબ કનકરાયનું દીવાનખાનું.

લતા તથા કનકરાયનો મેળાપ. કનકરાયનું ખરા રૂપમાં પ્રકાશવું અને તેની વિકારમય માગણીનો તિરસ્કાર કરી લતાનું જવું. એટલામાં વેપારીના છૂપાં વેશમાં ચંદ્રનું કેટલાક શહેરીઓ સાથે આવવું. રેવેન્યુ કમીશનર તરીકે કનકરાય પાસે લાંચ રૂશ્વત તથા અસહ્ય કર માટે શહેરીઓની ફરિયાદ.

કનકરાયની બેપરવાઇ. હરમિયાન વિહારે આવી ચંદ્ર તથા સહેલીઓનું નઠારે અપમાન કરવું. અમાત્યનું જાહેર થવું, અને વઝીર તથા રેવેન્યુ કમીશનરને બરતરફ કરી અરવિંદને જવાબદારી સોંપવી.

—:o:—

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કુસુમપુરની "કુસુમ વાટિકા."

આજે કુસુમપુરની કુમારીઓ અને સુંદરીઓ "કુસુમ-વાટિકા" માં વસન્તોત્સવ ઉજવી રહી છે. કુંજ સાથે તેની સખીઓનો લગ્ન અને કૌમારવ્રત સંબંધી વાર્તાવિનોદ. દરમિયાન એક બાજુથી લતાનું અને બીજી બાજુથી ગુમ થયેલા પોતાના બંધુને શોધવા નીકળેલ સુધાનું જાદુગર "રોશન" ના છૂપા વેશમાં પ્રવેશવું. રોશન યુક્તિથી પોતાના બંધુ સંબંધી બાતમી મેળવે છે. પોતાના હૃદયનાથ દિલીપને બદલે કનકરાય સાથે પોતાનાં લગ્ન ચોક્કસ થવાથી કુંજનો આપઘાત કરવાનો સંકલ્પ. લતા તથા રોશને કુંજને આ લગ્નની આફતમાંથી બચાવવાનું વચન આપવું. લતાનો આત્મક્રોધ.

—:o:—

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—કુસુમપુરનો એક રસ્તો.

"સ્વતંત્ર પંચ" અને "સત્ય શોધક" નામના છાપાંઓ વહેંચતા પોરિયાઓ રસ્તા ઉપરથી પસાર થાય છે. અમૃતકાન્ત "સ્વતંત્ર પંચ" ના રમુજી પ્લેકાર્ડ્સ વાં

સાહેબ કનકરાયના રાજીનામાના સમાચાર વાંચે છે. લયલાને એજ પ્લેકાર્ડ દ્વારા ખાતમી મળેછે કે "સ્વતંત્ર પંચ" નો વંત્રી તેણીની સ્વપ્નસૃષ્ટિનો "કમલાકર" હતો ચમન તથા લયલાનો મેળાપ અને "લાયક" ની લાયક પૂજા. એટલામાં કનકરાયનું પ્રવેશવું, "સ્વતંત્ર પંચ"ની "મ્હોકાણ" વાંચી રાવ સાહિબનું ભેજું ગેબ!

——:o:——

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—અમાત્યની લાયબ્રેરી.

રાજનીતિ સંબંધી ચંદ્રનાં અત્તકીય સૂત્રોનું દિગ્દર્શન. સુધાના સખા તરીકે શેશને ચન્દ્ર પાસે આવવું. સુધાએ આપઘાત કર્યાનાં શેશને ખોટા સમાચાર ચન્દ્રને આપવા. ચન્દ્રના હૃદયને આઘાત. દિલીપ વઝીરને ત્યાં કેદ હોવાના સમાચાર સુધાએ આપવા. વિદ્યારકેતુને ત્યાં કુંજના લગ્નમાં મહારાજા સાથે આવવાનો સંકેત.

——:o:——

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—લયલાસુંદરીનું ગૃહ.

ગુપ્ત નામધારી કમલાકરના કોઇ કહેવાતા મિત્રને મળવાને આજે લયલા આતુર થઇ રહી છે, ત્યાં શોફરના બનાવટી લેબાસમાં મિ૦ ચમનકાન્ત વિલાયતી દાખલ થાય છે. શોફરની નોકરી માટે લયલા પાસે મિ૦ વિલાયતીની અકાલ ઉમેદવારી. એટલામાં દિલીપને ન્હસાડવા અર્થે

મોટર મેળવવાની ખાતર સુધા કુંજના લગ્નમાં લયલાને બનાવટી આમંત્રણ આપવા અને મોટરની માંગણી કરવા આવે છે. ઓળખાણ પૂછતાં સુધા "કમલાકર" ની બહેન બની જાય છે! તુરતજ "કમલાકર" ના મિત્રના ખોટા નામથી અરવિંદ પ્રવેશે છે. "કમલાકર" ની "બ્હેન" અને "કમલાકર" ના "મિત્ર" ના ગોટાળાથી દિગ્મૂઢ થયેલી લયલાને અરવિંદ પોતેજ "કમલાકર" હોવાનું જાહેર કરી વધારે ગુંચવણમાં નાંખે છે. તક જોઇને મિ૦ વિલાયતી પણ "કમલાકર" હોવાનો દાવો કરે છે. ગુંચવાડામાં વધારો મિ૦ વિલાયતી 'ક્રૉસ' માં ફસાયા!

——:o:——

## પ્રવેશ ૬ ઠ્ઠો.

## સ્થળ—વઝીરને ત્યાં લગ્નમંડપ.

કુંજને બદલે ઘૂમટામાં છૂપાયેલી લતાનો કનકરાય સાથે હસ્તમેળાપ થઇ જાય છે. સુરેન્દ્ર તથા ચન્દ્રનું આગમન. લગ્ન પૂરાં થતાંજ રઘુ ખવાસ રોશનને બાંધીને હાજર કરે છે અને દિલીપને ન્હસાડયાના ચમકાવનારા ખબર આપે છે. સુરેન્દ્રસિંહની તપાસમાં મૂર્ખ રઘુ બધું પોકળ ખુલ્લું કરી દે છે. મહારાજાનું તથા ચન્દ્રનું વિદાય થવું. પાછળથી કુંજનું દાખલ થવું કનક અને લતા પરણ્યાનો ભેદ ખુલ્લો થવો. વિહારનો કુંજ ઉપર ક્રોધ. એક હલકા ખવાસ સાથે કુંજને બળાત્કારથી પરણાવવાનો પ્રયત્ન. રોશનની દ્રવિતતા અને સમયસૂચકતા. છેવટે રોશન અને કુંજનાં લગ્ન!

# અંક ૩ જો

—:o:—

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—વઝીરના મ્હેલનો એક ભાગ

વિહારહેતુ તથા કનકરાયનો સંકેત. મર્હૂમ મહારાજા સુભટસિંહનો બનાવટી પાટવી કુમાર ઉભો કરવાનો અને તેમાં રોશનનો ઉપયોગ કરવાનો સંકલ્પ, રોશનનું આ યુક્તિમાં જોડાવું.

—:o:—

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કુસુમપુરના દેવીમંદિરની નજદીકમાં.

ન્હાસેલો દિલીપ થોડો સમય અહિં રોકાયો છે. હવે ધવલદ્વીપ ઉપડવાની તૈયારી કરવા તે જાય છે. એટલામાં દેવીના દર્શને નીકળેલું રોશન-કુંજનું જોડું પ્રવેશે છે. કુંજનો હૃદયદ્રાવક કરૂણાલાપ. રોશનની કુંજ ઉપર દિલહારક મમતા. અચાનક દિલીપનું આવવું. ત્રિપુટિનું મીલન. પોતે એક સ્ત્રી છે એમ રોશને જાહેર કરવું. કુંજ અને દિલીપનો આનંદ. દિલીપનું વિદાય થવું. કુંજ અને રોશનને એકાંત!

—:o:—

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—"ચમન વિલા."

ચમનકાન્ત શેઠના "ચમન વિલા" નામના બંગલામાં રહેનાર "કુમાર કમલાકર" ને માનપત્ર આપવાને શહેરી-

ઓના નામથી વિહારકેતુએ એક ચેળાવડો ઉભો કર્યો છે. "કમલાકર" બનેલા શેશાનને રાવ સાહેબ મારફત માનપત્ર અપાયા બાદ લયલાની "કમલાકર" સંબંધી શંકાઓનું નિવારણ. ભેદમાં ભેદ. છેવટે લયલાએ અરવિંદનો કરેલો સ્વીકાર.

——:o:——

## પ્રવેશ ૪ થો.

## સ્થળ—મલયશિખરની તળેટી.

આશાદેવી તથા ચંદ્રની મસલત. સુરેન્દ્ર સામે રણ-સંગ્રામમાં ઝૂકાવવાનો નિશ્ચય. દિલીપને સાથે જોડવાનો સંકલ્પ લતાનું આવવું અને "કુમાર કમલાકર" ને માનપત્ર અપાયાના સમાચાર આપવા. આશાદેવીએ ધવલદ્વીપ ઉપડવું. ચન્દ્રના સ્વગત વિચારો. અચાનક સુધાનું પ્રવેશવું. પ્રિયા પ્રિયતમનું હિન્દ્રાવક મીલન.

——:o:——

## પ્રવેશ ૫ મો.

## સ્થળ—ધવલદ્વીપમાં "ધવલ મહાલય."

દિલીપ તથા કુંજ ધવલદ્વીપ પહોંચી ગયાં છે. કુસુમપુરથી સુધાએ લખેલ પત્ર સંબંધી બંને વાર્તાવિનોદ કરી રહ્યાં છે એટલામાં વિહારકેતુનું આવવું અને સુરેન્દ્રસિંહનો પત્ર આપવો. દિલીપ તથા ચંદ્ર કુસુમપર સામે કાવત્રું રચતા હતા અને તેથીજ દિલીપને વિહારે કેદ કર્યો હતો એવી જૂઠી હકીકત સુરેન્દ્રના અસ્થિર મન ઉપર ઠસાવવામાં આવી હતી, તેથી ચંદ્ર સામે કેટલાક જુના ગોલન્દાને

વિહારને ધવલદ્વીપ મોકલવામાં આવ્યો હતો. વિહારનો તિરસ્કાર, આશાદેવીનું આવવું અને વિહારને નમાવવો.

—:o:—

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—ચન્દ્રના રાજમહલેનું ઉદ્યાન

અરવિંદ અને ચન્દ્ર એકાંતમાં. ચન્દ્રે પોતાનો ગુપ્ત ભેદ અરવિંદને જાહેર કરવો. ચન્દ્રનો રાજ્યાભિષેક કરાવવામાં સાહાય્ય આપવાનું અરવિંદનું વચન. તુરતજ સુરેન્દ્રસિંહનું પ્રવેશવું. ચન્દ્ર ઉપર આરોપ. એટલામાં વિહારનું ધવલદ્વીપથી આવવું. સુરેન્દ્રનો ચન્દ્ર ઉપર ક્રોધ. ચન્દ્ર પોતાનું અમાત્યપદ તિરસ્કારથી ફેંકી દઈ ચાલતા થવું- સુરેન્દ્રની ચિંતા. "કુમાર કમલાકર" ને ગાદી આપવાની વઝીરની સૂચના.

—:o:—

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—પુષ્કર સરોવર પાસે સંકેતસ્થાન.

મલયશિખર પાસે આવેલા આ સંકેતસ્થાને દિલીપ, ચન્દ્ર, આશાદેવી, વિગેરે મળવાનાં છે, કુંજ અને દિલીપ અગાઉથી આવી ગયાં છે, ત્યારબાદ સુભા આવતાં રોશનનો ભેદ ખુલ્લો થવો અને ભાભી નણંદ વચ્ચે મીઠી મશ્કરી. ચન્દ્ર, આશાદેવી અને અરવિંદનું આવવું. રાજદ્વારી મસલત. બનાવટી કુમારને ખુલ્લો પાડી કુસુમપુરનું રાજ્ય જૂલ્મી અને અન્યાયી હાથમાંથી છોડાવવાનો દૃઢ નિશ્ચય કરી સર્વનું વિદાય થવું.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—કુસુમપુરનો દરબાર.

"કુમાર કમલાકર" ને તાજ પહેરાવવાની તૈયારી થાય છે ત્યાં આશાદેવી અને ચન્દ્રનું પ્રવેશવું. સુભટસિંહનો પાટવી કુમાર કમલાકરજ છે તેની સાબીતી માંગવી. સુરેન્દ્રનો ક્રોધ. લશ્કરી સત્તાનો ઉપયોગ કરવાની સુરેન્દ્રની ધમકી. તુરતજ દિલીપે લશ્કરી માણસો સહિત દાખલ થવું. બન્ને બાજુ વચ્ચે ઝપાઝપી, "કુમાર કમલાકર"નું વચમાં પડવું અને તાજ કોઇ લોકનાયકને આપવાની કમલાકરની વિનતિ. "કુમાર કમલાકર" નેજ તાજ મળવો જોઇએ એવો વઝીરનો આગ્રહ. છેવટે આશાદેવીનું સુભટસિંહના મહારાણી આશાનંદિની તરીકે, કમલાકરે રોશન તરીકે અને પછી સુધા તરીકે, અને લુટારા ચંદ્દે સુભટસિંહના પાટવી ચન્દ્રકુમાર તરીકે જાહેર થવું. સુરેન્દ્રનું મ્હાત થવું. ચન્દ્રની ઉદારતા અને ગુન્હેગારોને ક્ષમા. ચન્દ્રે તાજનો ત્યાગ કરવો અને કુસુમપુરને પ્રજા સત્તાક રાજ્ય જાહેર કરવું.

# સુધા-ચંદ્ર

## નાટકનાં ગાયનો

### અંક ૧ લો.

કુમારીઓ— ૧

તાત તું છો દિલનો દુલારો,
જીવન દીન અમ, તોય તું અમારો—તાત૦
પતિતપાવન પ્યારો,
અંધનો આધાર ન્યારો,
સ્નેહી એક તું અમારો,
ચાચું હાથ તારો રે. —તાત૦

—:૦:—

નટી— ૨

પ્રેમી પ્રીતિથી ઝરતાં, હાં રે હાં,
પ્રેમ તપનું ધ્યાન ધરતાં,
પ્રેમનાં સરવરમાં વરસતાં, પ્રેમઝરણાં—પ્રેમી૦
પ્રેમી દીલમાં વ્હાલ સરતાં
પ્રેમી મુખમાં ફૂલ ઝરતાં,
પ્રેમી મધુનાં પૂર ભરતાં,
પ્રેમી તપનાં પુણ્ય ફળતાં,
પ્રેમી સકલ જગને સુહાવે. —પ્રેમી૦

મહાજન— ૩

દુનિઆ કોઇ કહે સ્વર્ગજ આરો,
કોઇ દુઃખોનો બારો હોજી,
દુખમાં ને સુખમાં કૂરહ એક એ,
નિજ ઘટ હાળો કે રૂપાળો રે;
જગે દુખી રૂપાળો વા હાળો હોજી,
છિદ્ર પડે કર્મોનાં ઘટ માંહિ
ભીતર વારિ જતું બાળોરે—જગે૦
નાથ હાથ વારસુ રઘુનંદન,
ભરૂ દરિયામાં તારો રે,
સમરિયે સતો જગજીવન સ્વામી,
જન્મ નહિ આ હારો રે—જગે૦

—:o:—

લતાકુમારી— ૪

હે જીવન આ પ્રેમી પાયે,
પ્રીત સુધાયે, દિલ લુભાયે,
સ્નેહી વીના મન મોહે મુંઝાયે.
મોહન ચરણે આનંદ નિશદિન
નયન અમૃત વરસે,
મમ દિલ તલસે,
રસ મોહિનીથી સુહાયે,
સ્નેહ રાગનાં પાન કરાયે.

આશાદેવી— ૫

મૃગજળવત્ જગ ના, ના મોહિની માયા,
લીલા છે આત્મની અનેરી, સજનિયાં,
સાચી આલમ છે સાચું મન સાચી કાયા.—મૃગજળ૦
રામ સમાન જ્યાં જે અવતરે રાયા,
ત્યાં યજ્ઞ સત્યના મંડાયા, સજનિયાં.—સાચી૦
વચને ઝરતાં જ્યાં અમી, ઠમી પાવનિયાં,
આત્મનાં દર્શન ત્યાં ઉજવળિયાં, સજનિયાં.—સાચી૦
તન જે પુનિતમાં કૃષ્ણ કનૈયા પધાર્યા,
બ્રહ્મ ત્યાં વિહરિયા, સંતનિયાં, સજનિયાં—સાચી૦

—:o:—

ચંદ્રકુમાર— ૬

બાળીને વેરાન કરૂં, ઠામ ઠામ તણું,
અમર કરૂં નામ, ધ્રુજાવું આસમાન,
લઉં દુષ્ટ પ્રાણ. બાળીને૦
ચરણ નમાવું શત્રુ કેરાં શીર ધરી;
સાગર છલાવું પાપી કેરાં રક્ત ભરી,
ઉતારૂં અરિ ગુમાન,
વેર તણી વ્યાપી હામ, ન વેર વિના આરામ—બાળીને૦

—:o:—

સુધાસુંદરી— ૭

લલિત લીલા છાઇ,
અવનીમાં અમોલી,
હસતી મોહિની એ કુંજ કુંજે નવેલી—લલિત૦

મધુર રસ સિંચે જ્યાંહિં ભીતર મધુરી,
દિલ રસિક ડોલે મોહી મોહી. —લલિત૦

—:o:—

સુધાસુંદરી— ૮

પ્રાણપુષ્પે વારિ સિંચ્યાં, સુમધુરાં શીતલાં,
પુણ્યશાલી માલી ભેટ્યા, પાન પાયાં નિર્મલાં,
પાન પ્યારાં, એ અનેરાં, છે અમૂલાં. —પ્રાણુ૦
કેમ ચૂકવું ઋણ દિલનું હું ન સમજું મુગ્ધશી બાલા આ,
એક આપું હું આશા આ,
સ્નેહી સદા સિંચો સુધાની ધારા. —પ્રાણુ૦

—:o:—

જલીલા— ૯

હૈયું હું તો હારી,
રહ્યું જે હોય નિજનું તે જાઉં વારી, —હૈયું
માલિકી ના મારી.
ગઇ જીતાઇ હું લૂટાઇ મીટ માંહિં,
હણાઇ નેહથી ઘવાઇ નેન માંહીં,
હરાઇ જાદુથી પ્રભા પ્રીતિની છાઈ
સાગો વચન શીદ જ્યાં છું હું પરાઇ. હયું૦

—:o:—

કુંજલીલા— ૧૦

આંગણું હોય રે સ્નેહીથી શોભનિયાં,
પગલાં પ્રીતી–પાવનિયાં —આંગણું૦

વનમાં સ્નેહી સાંપડયા, પંથી પુણ્ય પ્રતાપ,
જ્યોતિ ચંદ્ર ચકોરની રજનીનો જયમ સાથ,
ઉજળાં ઠરો મંદિરિયાં. —આંગણાં૦

——:o:——

જાનાહ્દેવી— ૧૧

રહી જશેજ આશ અધુંરી,
બાપું! લે તું, જન્મ સુધારી.
માયા છોડી દે તું સારી, બાજી જાશે હારી—બાપુ?
આત્મનને આલિંગી લે તું ના ફળશે દેહચારી,
આત્મ અમીરસ જ્યોત ન ઝીલી, સૃષ્ટિ સૌ અંધારી—બાપુ ?
સુખ, દુઃખ છે આ નવ આલમમાં, ભીતર સુખ દુઃખકાર
દ્વન્દ્વ સંસાર તણા સૌ એક અલખ નિહાળી. —બાપુ ?

——:o:——

સુધા— ૧૨

હા, પ્રીતિ જ્યોતિ ઝળી,
પ્રિય લોચનિયાં નિહાળી ખીલી દિલ કળિ. —હા૦
સુશીતલ વાયુ સરે,
આત્મવીણા મંજું મંજુ સૂર ભરે,
એ રસ દિલે ઝરે,
સ્નેહ સુરભિથી વધાવે સ્વામીને કિંકરી —હા૦

——:o:——

સુ— ૧૩

પ્રિય સ્નેહ–સમીરે સ્વર્ગ સરે,
વ્હાલનાં મીઠડાં મોંઘાં ગીતો ઉભરે,

# અંક ૨ જો.

—

કવ્વાલી—    ૨૬

જીવન સફલ કરવા જીવાય,
બંધન જાય, ગુણ સધાય,
દુઃખ અળપાય તે કમાઈ    —જીવન૦
પાપો પુનિત સ્પર્શથી જાય,
ક્ષાર પ્રતિમાં સાગર સમાય,
એકજ ઉપાય, ઉદ્ધારના કાય,
પુણ્ય પ્રતાપે પ્રભુ મળી જાય    —જીવન૦

—:૦:—

કુંજ તથા સાહેલીઓ— ૨૭

વસંતની ખીલી પ્યારી બહાર, રેલી મીઠી મોહધારા,
આજ પાંખડી માંહિં નીતરે સુગંધિ સ્નેહસાર    —રેલી૦
વન વનમાં વરસી રહ્યો, એક વસંત પરાગ,
દિલ દિલમાં ઉછળી રહ્યો, એક એજ રસરાગ,
ગિરિ, ઝાડી, વાયુ, વારિ, બહેકતાં,
આત્મસ્નેહથી પ્રેમી પંખિડાં સુણાવે ટહુકાર    —રેલી૦
દિલ લોભન છે બંસરી, રસશોભન ઋતુરાજ,
જગરોશન છે ચાંદની, જીવનમોહન રાસ,
પ્રીતે પૂજિયે પ્રેમ-રાજવી મધુમાધવ આજ.    —રેલી૦

—:૦:—

રેશન— ૧૮

બાળા, પ્રિય સ્વામી સ્વીકારો,
પ્રીત થકી ઓવારો પ્રીતમ પ્રાણ. —બાળા૦
આશ જે મધુરી દિલ મધુરે ધરો,
તે થાઓ સફલ સુખલ્હાણ,
આ પ્રાણકલિને વિકસાવો;
આત્મને મંદિર સુરભિ પમરાવો. —બાળા૦

——:o:——

કુંજ— ૧૯

અરે આજે પ્રાણનાં લ્હાણાં હું પામી તમ પ્રીતથી—અરે
દુઃખીની બિમારી, દિલ ધારી,
બુટી પાઈ દિવ્ય કિમતી,
ચેતન તણી જ્યોતિ અણુ અણુ મહિં ભરતી,
આભારી હું આભારે ઉભરતી—અરે આજે.
દિલ ખોલું શું જાણી હું બાળા?
જખમ રૂઝયા એ પુણ્ય તમારાં,
રોશન—જીગર જખમી હો ના કુંમારાં,
સુખમાં પ્રેમીઓ સાથ રહો એ આશિષ અંતરની—અરે

——:o:——

રોશન— ૨૦

સમજાવ્યું સખા કેરા સ્નેહે,
જાગી જ્યોત સ્વયં પ્રીતિ દેહે. —સમજાવ્યું૦
પ્રિય લોચને નવ તેજ પ્રેમપ્રદીપનાં ચમકી રહ્યાં,
એ પુણ્યમય દર્શન થકી ઘન તિમિર પડ અળપી ગયા

કિરણ સ્પર્શે સુહૃદનાં આ હૃદ કુસુમ ઉઘડી ગયાં,
આત્મકમલે જ્ઞાનનાં પીયૂષડાં ઉભરી રહ્યાં,
ન્યારાં જાદુ છૂપ્યાં સ્નેહી નેહે —સમજાવ્યું૦

——:o:——

ચમનકાન્ત— ૨૧

જાઉં વારી પ્યારી હું તો કુરબાન,
પ્રિય દિલજાન, ભૂલ્યો છું હું ભાન,
લયલા—બને કાં હેવાન, દીવાના ગુલામ, અરે—જાઉં૦
ચમનકાન્ત—માન છોડી હરી દિલ ખોલો,
લયલા—બોલ પાપી નહિ નીચ બોલો,
ચમનકાન્ત—પ્રીતિનું પુરાણ હું તો જાણું, છું ગુરૂ મહાન
અરે—જાઉં૦

——:o:——

સ્ત્રીઓ— ૨૨

એ સુહાવશે હો રાજ, તસ ગૃહ આંગણાં,
વધાવજો પગલાં એ શ્યામ, અમૂલ મોતી થાળ ભરી
રળિયામણા—એ૦
એ રીઝાવશે હો રાજ, તમ દિલ કુમલાં,
મનાવજો મનડાં એ શ્યામ, અંતરકેરાં દાન દઈ શુભ
ઉજળાં૦—એ૦

——:o:——

બિજલી— ૨૩

દિલડું ઓવાર પ્રિય પર,
સ્મિત કામણગારૂં પ્યારૂં નિરખી —દિલડું૦

મધુર અધર રસ પાઇ અનુપમ,
કેવી મદે ભરી રમતી રસ ભરેલી,
રસેલી હું ઘેલી નવેલી,
રેલી રસે રંગ હેલી. —દિલડું૦

——:○:——

ભિજલી— ૨૪
નાહિ છેડાજી, નેનબાણે દીવાની હું છું
દિલ દીવાની હું છું, ભોળું છે દીવાનું જોબનિયું રસિકું—નાહિ૦
અનંગભરી મીઠી પીધી પ્યાલી અમીની,
શરીર શુદ્ધી ગઇ, રહી સ્મૃતિ ચુમીની,
નેનથી ચુમી લઇ કરો નાહિ દરદી દિલડું —નાહિ૦

——:○:——

અંક ૩ જો.

——:○:——

વિહારકેતુ— ૨૫
સમય સાચવે તેને નર ગણો ખરા,
જે દિશાએ વાયુ વાયે સાથો ત્યાંના કામના—સમય૦
થાય કદિ જો પંથ અંધારો તેથી ન ડરો જરા,
આમારૂં સ્હેવું સારૂં, જો હો અકાથે બેઠલા,
સાથ સારો, વારનારો, નાહિ બીજા કામના—સમય૦

રોશન—                    ૨૬

નજર હું માગું ખુદાઇ, ના બીજી છે વિનતિ હા,
ઉજર આ જાયે સુકાઇ. એ નૂર જો નિરખું ના—નજર૦
નિગાહે મીઠી હું રીઝું, જો પ્યારા બોલથી હા,
હસે જો આંખ દુલારી, હું સુખીને પ્રેમ તો હા.—નજર૦
કહિ હું હોઉં ગુનાંહી, દે તું શાપ ઝાલિમ,
રહમ હું રંક એ માગું, આ નેનોની રોશની હા,—નજર૦

——:o:——

૨૭

સુધા—આપો આપો ચુંબન પ્યારી પ્રીતથી,
હાં લજ્જાઓ અલિ, સાને જાઓ સરી?
કુંજ—ના ગનાવશો, નચાવશો ન નેન જરી રે,—આપો૦
સુધા—કહે નેનોમાં ભુરકી શી ભરી?
કુંજ—તમારી જાદુગરી,
સુધા—મીઠી મધુરી પરી,
પરી કહું, પ્યારી કહું, કે કહું મધુરી?
કુંજ—કુસાઇ લોળી હું અજાણ, છોડો રહેમ કરીને,—આપો૦

——:o:——

૨૮

લયલા—આજ પ્રાણ ભિંજયા વ્હાલાના સ્નેહરંગમાં,
અરવિંદ—શાંતિ શીળી વ્યાપી મધુરી અંગે અંગમાં,
લયલા—આશુ કળિ ખીલી ચંદ્ર કેરા સંગમાં,
અરવિંદ—[મ્હારા સમ?]                    —પ્રાણ૦
લયલા—નવ નવ પરિમલ ઝરે વ્હાલમમાં,
અરવિંદ—પીઠી સુગંધિથી થયો મસ્ત આનંદમાં,
લયલા—નહિ વિસરશો દિલ રંકના,

અરવિંદ—રેશે શુદ્ધ બુદ્ધ જો આ કેફના પવનમાં,
લયલા—હારી આજ હું તો પિયુના કામણમાં,
અરવિંદ—[મ્હારા સમ ?]

—:o:—

૨૯

સુધા—રેહાં નાથ સ્મિત આજ જોઉં કૃષ્ણશી મોહિની,
ચંદ—બંસીધારી કેરી લીલા સહુ ગોપીની,
સુધા—હારી દિલ હું તો રાજ, આજ, શ્યામશોભિની,
લ્હાણ લઇશું દઇશું જી હાં
કામણ કરીએ, અંતર હરીએ,
ફરીએ પ્યારા સાથ દિલચોર સાથે,
ચંદ—નયન કેરાં મોર છો,
સુધા—કાળજાની કોર પ્રિય છો ચકોર ચંદ્ર રે,
લ્હાણ લઇશું દઇશું જી હાં

—:o:—

૩૦

કુંજ—
રે બંસરી થકી વનમાલી,
કોમલ દિલહર સૂર સહુ પૂજત,
ચુંબત પ્રભુ બ્રિજહારી,
અમૃતધારી; કષ્ણદુલારી;
પ્રીતિ રસની ઝારી,
નયનો નચાવત, મનડાં મનાવત,
એજ ગોપીજન પ્યારી.

—:o:—

૩૧

સુધા—હવે ન્હાસે જે એમ સોગન એમને ?
કુંજ—સતાવો શું મૂકી વિવેક રહેમને ?
કરું છું વિનતિ પડું છું હું તમ પાયે,

શ્રીપ—છોડી દ્યોને એમને. —હવે૦
શ્રા—આપો એક કોલ બંધ તોડું હું તમામને,
જ—છોડો ના જો પછી કોલ તો શું કામ એ,
શ્રા—નીમીએ લવાદ ભાભીના આ શ્યામને,
જ—કબૂલ, માગો માગવુંજે હોયે,
શ્રા—માગુ તન નેનને,
જ—[બળ્યું, આવી તમારી માગણી ?] —હવે૦

——:o:——

ભજન— ૩૨

જીવન નદ તટે મનુજ મળ્યાં,
પ્રાણપુનિત ઘટ ઘટ નીર ભર્યાં
સંત સજન દરશન થાય શુભ સંગમાં—નદ તટે૦
ન વિસરતા સાધુનાં સુમંદિરિયાં,
મુક્તિદાતા થાગે ભાવથી જે સ્મરિયાં,
જગત પાવન માનો જહિં ગંગા જીવનિયાં—તટે૦



# નંદબત્રીસી.

આવૃત્તિ ૫ મી.

છપાવી પ્રસિધ્ધ કરનાર,

છોટાલાલ મુલચંદ

મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલેક.



મુંબઈ:

ધી શમશેર પ્રિન્ટીંગ પ્રેસમાં

શમશુદીન એન્ડ અબદુલરસુલ એઓએ

છાપી છે

૨૨૯, અબદુલ રેહેમાન સ્ટ્રીટ (ખંગડી બજાર)

સને ૧૯૧૨ —:o:— સંવત ૧૯૬૮

કીંમત રૂ૦—૨—૦

ॐ

# પાત્રો.

## પુરૂષ વર્ગ.

ન ... ... નંદપુરીનો રાજા

સેન ... ... નંદસેનનો કુંવર

ાન ... ... નંદસેનનો પ્રધાન

ન ... ... સતી પદ્મણી તથા ચંદ્રમુખીનો પીતા

... ... પ્રધાનનો નોકર

... ... રાજાનો ખવાસ

## સ્ત્રી વર્ગ.

પદ્મણી ... પ્રધાનની સ્ત્રી

મુખી ... ... પદ્મણીની બ્હેન

મતી ... ... પદ્મણીની તથા ચંદ્રમુખીની મા

... ... પંખીની સ્ત્રી સતીની સખી

દરબારીઓ, સિપાઇઓ, બાઇયાતો સેનાપતી, જમાદાર, હવાલદાર
ઓ, ચોપદાર, વગેરે, વગેરે.

# નાટકનાં પાત્રો

—00—

## પુરૂષો

મહારાજા વિક્રમ... ... ... ઉજ્જૈણીનો રાજા.
વિક્રમચરીત્ર (ઉર્ફે) રાજરતન ... તેનો દીકરો
બાલકુમાર ... ... ... વિક્રમચરિત્રનો દીકરો
મેઘરાજ... ... ... ... એક નાનો રાજા
સંદલ }
બંદલ } ... ... વિક્રમરાજાના મસ્કરા દરબારીઓ.
આસ્તીક... ... ... રાજાના માળીનો છોકરો

## સ્ત્રીઓ

રાજરમણી ... ... ... વિક્રમ રાજાની રાણી
રંભા... ... ... ... મેઘરાજાની દીકરી પછીથી
વિક્રમચરિત્રની સ્ત્રી.
ઇંદુમતી... ... ... રંભાની નાની બેન
મેનાં ... ... ... રંભાનીસખી બંદલની વહુ
મંદીરા ... ... ... રાજાની નાયકા

માલણ, દરબારીઓ, વારાંગનાઓ, શેહેરના લોકો,
સીપાઇઓ દાસીઓ, વગેરે વગેરે;



# પાત્રો.

---

## પુરૂષ વર્ગ,

નંદસેન ... ... નંદપુરીનો રાજા

કીર્તસેન ... ... નંદસેનનો કુંવર

વૈશાગ્ન ... ... નંદસેનનો પ્રધાન

રૂપસેન.. ... ... સતી પદ્મણી તથા ચંદ્રમુખીનો પીતા

પંખી ... ... પ્રધાનનો નોકર

ખાંગો ... ... રાજાનો ખવાસ

## સ્ત્રી વર્ગ.

સતી પદ્મણી ... ... પ્રધાનની સ્ત્રી.

ચંદ્રમુખી ... ... પદ્મણીની બ્હેન

ચારૂમતી ... ... પદ્મણીની તથા ચંદ્રમુખીની મા

મૈનઈ ... ... પંખીની સ્ત્રી-સતીની સખી

દરબારીઓ, સિપાઈઓ, ભાઈયાતો સેનાપતી, જમાદાર, હવાલદાર, દાસીઓ, ચોપદાર, વગેરે, વગેરે.

---

# નાટકનો ટુંક સાર.

---

## અંક ૧ લો.

### ૐ શ્રી.

સુત્રધાર નટી.

૧—પ્રધાન પત્ની સતી પદ્મણીની વર્ષ ગાંઠના ઉત્સવમાં મંગળ-કળશ વાળી કુમારીકાઓ સતીનું કલ્યાણ ચ્હાવા આવે છે. સતીને પ્રસન્ન થવી આશીષ આપેછે. પ્રધાન વૈલોચન તથા સતી પદ્મણીના સ્નેહી જોડાંનું સુખદ ચિત્ર

૨—પંખી તથા મૈનાં. હાસ્ય રસ. દેખા દેખી શોખ કરવા જતાં થતી ફજેતી.

૩—રાજા નંદસેન નગર ચર્ચા જોવા નીકળયા છે તેવામાં રાત્રે સતીના સુવાસીત પરસેવાથી સુગંધી થયેલા ચીર ધોવા ધોબી આવેલ છે. ધોબી પાસેથી વૃતાંત સાંભળી રાજા તે ચીર પહેરનારી ઉપર મોહીત થાય છે અને ધોબીના કહેવાથી એ દિવ્યાંગના પ્રધાનની સ્ત્રી છે તેમ જાણે છે.

૪—રાજા નંદસેન વિહ્‌વળ અવસ્થામાં પોતાના મહેલમાં આવે છે પદ્મણી તરફના મોહને નથી રોકી શકતો અને પ્રધાનને બ્હાનું કહાડી બ્હાર મોકલે છે. અને કામાંધ બની પદ્મણી પાસે અનીષ્ટ ઇચ્છાથી જવા નીકળે છે.

૫—પ્રધાનના ઘરની ચોકી કરનાર પંખીને રાજા લાંચમાં કુંડળ આપી મ્હેલમાં દાખલ થાય છે.

૬—કામાંધ રાજા તથા સતી પદ્મણીનો વાદવિવાદ. પાપવાસ-નાથી અંધ થએલ રાજાનાં કામ રૂપી પડળ ચતુરાઇથી દૂર કરી સતી, સત્ય બોધથી રાજાની શુદ્ધિ ઠેકાણે લાવે છે

રાજા પસ્તાઇ સતીનો ઉપકાર માની પુત્રી કહી પસલીમાં વીંટી આપી ચાલ્યો જાય છે.

પ્રધાન આવે છે અને રાજાનાં કિમતી કુંડલ તથા શાલ પંખી પાસે જોઇ સતી માટે મનમાં શંકા લાવેછે.

પ્રધાન સતીને દુષ્ટ કૃત્ય માટે અત્યંત ધીટકાર આપે છે. પદ્મણીનાં વિનવણાં ઉલટીજ અસર કરે છે. છેવટે પદ્મણીને ઘરમાંથી કાઢી મુકે છે.

---

## અંક ૨ જો.

—સતી પદ્મણી પીયરમાં આવી માતાને પોતાનું દુઃખ કહી સંભળાવે છે.

—કુંવર કિર્તિસેન પોતાની પત્નિ ચંદ્રમુખીનું આણું વાળવા સાસરે આવેલ છે. પ્રેમી જોડાંનો પ્રેમમય પ્રથમ મેળાપ.

—પ્રધાનનો વધતો જતો વ્હેમ. પોતાના ઘરમાંથી પદ્મણીની હરેક વસ્તુને અગ્નીમાં બાળી નાંખવાનો પંખીને હુકમ પાછળથી બાંગાની ગમ્મત.

—પ્રધાન દરબારમાં રાજાના સિંહાસન ઉપર બેસી વાદવિવાદ ચલાવી નંદસેનના દુષ્ટ કૃત્યની, ભરમમાં ચેતવણી આપેછે. રાજા નિશ્ચય કરે છે કે શીકારના બ્હાને પ્રધાનને લઇ જઇ પ્રધાનના મનનો વ્હેમ કાઢી નાંખવો.

1—પદ્મણી પીયરમાં સ્વામી ભક્તિ કરે છે. તેનો પિતા, રાજા તથા પ્રધાન આવવાના સમાચાર આપી કરેલો સંકેત જાહેર કરે છે.

5—રાજા તથા પ્રધાન શીકારે નીકળ્યા હતા તે પદ્મણીને પીયર આવ્યાછે. પદ્મણીના પિતા રૂપસેન અને તેના ભાઇ

આતો તથા નંદસેન પ્રધાનના મનમાંથા વ્હેમ કાઢી નાખ-વા પ્રયત્ન કરે છે તેમ તેમ વ્હેમ વધારે મજબુત થાયછે.

—પદ્મની તથા પ્રધાનનો વાદવિવાદ છેવટે ન ખમાય તેવો તિરસ્કાર કરી પ્રધાન ચાલ્યો જાય છે. સતી પદ્મણીની હવે ખાત્રી થાયછે કે કોઇ પણ ઉપાયે પતીનો પ્રેમ પાછો થવાનો નથી તેથી તેને પોતાના રૂપ ઉપર ધિક્કાર છુટેછે અને તે રૂપને રાખમાં રોળી રગદોળી જોગણ થઇ વનમાં ચાલી જાયછે.

—ઘણી ઘણી કોશીષ કરવા છતાં પ્રધાનના મનનો વ્હેમ નથી ખસતો તેથી રાજા નિરાશ થાયછે, થાકી જવાથી પ્રધાનના ખોળામાં માથું મુકી નિદ્રા વશ થઇ જાયછે પ્રધાન આવેશમાં રાજાનું ખુન કરે છે. ત્યાં યોગી વેષે પદ્મણી આવે છે રાજાનું શબ જોઇ રૂદન કરેછે પ્રધાન તેને ધીક્કાર આપી, ત્યાંથી જવા કહેછે પદ્મણી જતી નથી. સેનાપતી તથા શીકારી ટુકડી આવી પહોંચે છે છુપાઇ જાયછે. અને ખુની તરીકે પદ્મણી યોગી પકડાય છે.

---

## અંક ૩ જો.

—પ્રધાનનું ભયભીત તથા ચળવિચળ મન. છેવટે પદ્મણી પહેલાં કુંવર પાસે રજુ થઇ પ્રપંચ ભરી મુકતી કરવાનો નિશ્ચય કરે છે.

—કીર્તીસેન અને ચંદ્રમુખીની રસમય રમત. ત્યાં પ્રધાન ઢોંગ કરી વીહુવળ મને આવી રાજાના ખબર પુછે છે એટલામાં સેનાપતી આવી રાજાના ખુનની ખબર આપેછે કુંવર ગુસ્સે થઇ ખુનીનો ન્યાય કરવા જાયછે.

રાજા પસ્તાઇ સતીનો ઉપકાર માની પુત્રી કહી પસલીમાં વીંટી આપી ચાલ્યો જાય છે.

૭—પ્રધાન આવે છે અને રાજાનાં કિમતી કુંડલ તથા શાલ પંખી પાસે જોઇ સતી માટે મનમાં શંકા લાવેછે.

૮—પ્રધાન સતીને દુષ્ટ કૃત્ય માટે અત્યંત ફીટકાર આપે છે. પદ્મણીનાં વિનવણાં ઉલટીજ અસર કરે છે. છેવટે પદ્મણીને ઘરમાંથી કાઢી મુકે છે.

---

## અંક ૨ જો.

નંદસેનના વ્યભીચાર માટે જાણતાં પ્રધાન
૧—સતી પદ્મણી જ્યાં ... માટે આત્રી
સંભળાવે ... ણી ત્યાં આવેછે પોતાના સતીત્વ
... કહેછે. પ્રધાન માનતો નથી છેવટે જો રાજા જીવતો
૨— ...થાય તો તુ સતીછે એમ હું માનું એમ પ્રધાનના કહેવાથી
પદ્મણી સતીત્વના જુસ્સામાં આવી સત્યના સાક્ષી સુર્ય
નારાયણની સ્તુતી કરે છે સતી ઉપર પ્રસન્ન થઇ શ્રી
સુર્ય નારાયણ દર્શન દઇ નંદસેનને સજીવન કરે છે પ્રધાન
નો વ્હેમ ટળે છે સતીનો મહીમા ગવાય છે છેવટે સત્યનો
જય અને આનંદ આનંદ.



આતો તથા નંદસેન પ્રધાનના મનમાંથી વ્હેમ કાઢી નાંખ-
વા પ્રયત્ન કરે છે તેમ તેમ વ્હેમ વધારે મજબૂત થાયછે.

૭—પદ્મની તથા પ્રધાનનો વાદવિવાદ છેવટે ન ખમાય તેવો તિરસ્કાર કરી પ્રધાન ચાલ્યો જાય છે. સતી પદ્મણીની હવે ખાત્રી થાયછે કે કોઇ પણ ઉપાયે પતીનો વ્હેમ દૂર થવાનો નથી તેથી તેને પોતાના રૂપ ઉપર ધિક્કાર છુટેછે અને તે રૂપને રાખમાં રોળી રગદોળી જોગણ થઇ વનમાં ચાલી જાયછે.

૮—ઘણી ઘણી કોશીષ કરવા છતાં પ્રધાનના મનનો વ્હેમ નથી ખસતો તેથી રાજા નિરાશ થાયછે, થાકી જવાથી પ્રધાનના ખોળામાં માથું મુકી નિદ્રા વશ થઇ જાયછે પ્રધાન ... આવેશમાં રાજાનું ખુન કરે છે ત્યાં યોગી વેશે પદ્મ- ... રુદન કરેછે પ્રધાન તેને ... ઓળખી જતી નથી.

જાશ—

હતી પ્રધાન પત્ની પદ્મણી
સતી પતીવ્રત પાળતી
શીળવતીએ .. સુલક્ષણી
કુળ ઉધ્ધારણી અણી ——————કુતી
નંદ રાજા મોહ પામી, સંચર્યા સતી ભૂવને
ચતુર સતીએ બોધથી દીધું જ્ઞાન
રહી શીલવાન, સુશીલા——કુલ ઉધ્ધારણી
વાત શુણી વાલમે વસ્યો વ્હેમ ઊંડો અંતરે
સત્યના સાક્ષી પ્રભુ, સવિતાયે ટાળી વિપત્તી——કુળ,

નટી— ૩

કુમ કુમ પાય ધારીરે, રૂમ ઝુમ જાય નારીરે,
કોમળ કાય વેલીરે, અવયવ કુલ કૂળેલીરે—કુમ કુમ
ભાલ ટીલડી ચાંદરણી શી ચળકે;
હીરા...નથની ઝગમગતી શી લળકે;

આંખ અંજન સારરે
શીરપર ઝારી જોબન મદવાળીરે—કુમ કુમ

૪

કુમારીકાઓ—
હાંરે મંગળ સમયેરે શંકર સ્મરીયે
હાંરે પતી પતીવૃતા પ્રાણ
શામ સુંદરનું સર્વદા શ્રેય કરીયે—હાંરે મંગળ
પ્રેમ પરસ્પર અતી સતી પતીનો,
અવિચળ રાખો અખંડ,
દોષ વિણુ નવદમે
રસીક રમણ રમે ભીડી નીજ ભુજ દંડ—સ્મરીયે

૫

કુમારીકાઓ—
કસ્તુરીના જેવી સુવાસ વ્યાપો
સૌ મીત્રી જેવો સુત ઇશ આપો
ભકતી પતીની હૃદય શુદ્ધ સ્થાપો
શકતી સતીનાં સઊ કષ્ટ કાપો

૬

પદ્મણી—
આવોજી વ્હાલા રસીક મોહન મલપતા આવો આવો
મારા નેત્રના રતન જીવના જતન
મીઠા મહેરામણ ભાવો મન ભાવો—આવોજી
મોતોની પ્યાસી આ દાસી વીલાસી આ
ચોખણુ મોતી ઝરણે
મેં અરપ્યું આ ચીત્ત મારૂં આપ ચરણે
શરણાંગત શોભાવો—આવોજી.

૭

પદ્મણી—
સ્નેહની નદીયો છલકાય
વ્હાલ વ્હેળા આવી ઉભરાય
સ્નેહ વૃષ્ટી સૃષ્ટી પર થાય

સ્નેહમય સંસાર જણાય
બીજ રોપાયાં સ્નેહનાં, સ્નેહ ભુમિની મ્હાંય
ઉગ્યાં તરૂવર સ્નેહનાં, ફળ સ્નેહો સોહાય
રસ અમૃત સ્નેહે પીવાય
સચ્ચીદાનંદ કંથ દેખાય—સ્નેહનો

૮

કુમારીકાઓ—છોડો નાજુક બંધ બંધી બળવંતજી
પદ્મણી—ઓ કેદી કંથજી
કુમારીકાઓ—છોજી કેસરી સમાન આપ શુરા
સુતરની તાંત જેમ, હાથીને હાથ તેમ,
કોમળ આ બંધજી—છોડો
ઘેર્યા યુવતી યુથે આજે,
આધીન છો હવે સ્રી ના રાજે,
પ્રીતીની બેડી જડી અંગ સાથ
તુટે કેમ ગુણવંતજી—સુતરની

પદ્મણી— ૯
સાહ્યબા રંગ આવોને માણીએ
આવો આવોજી આમ મ્હારા અંતર આરામ—રંગ,
ચાલો રસીક ખેલ ખેલીયે
લઈ પ્રિતી ની લ્હાણુ ચાલો રસીક ખેલ ખેલીએ
રેલ છેલ રસની રેલાવીયે
પૈલોચન—છો પ્રીતી નીપૂણ પ્રીય પ્રાણ
સુજાણ—રંગ આવોને

દાસીઓ— ૧૦
સપડાયા શાણા શોખ મારતાં
પંખી—છીં
દાસી—દેખા દેખી કરી
પંખી—છીં

દાસી—માણવા જતા
ચુંબી—છીં
દાસી—ચાલી છીં કાંઈક જોરથી
ચુંબી છીં——સપડાયા
ચુંબી—અરરર છીં
મેનાં—એતો શોખ છે
ચુંબી—છીં
મેનાં—દેખા દેખી કુસંગે મુરખ કરવા જાય
ઉલટું આડું વેતરે આખર ખત્તા ખાય
ચુંબી—આક છી આક છી આક છી
દાસીઓ—વાહવા—વાહવા વાહવા—સપડાયા

૧૧

વૃંદાવન—
તનને તનમનાટ લાગ્યો તારૂણીનો
મોહ જાગ્યો મનમાં માનુનીનો — તનને
પહેલું મૃગમદ મ્હેંકે મુકાયું માન
બીજું રૂપ વર્ણનથી ખેંચાયું ધ્યાન
ત્રીજું તુજ ગણનાએ ગુમાવ્યું સાન
ચોથું ચતુરા ચાહે ભુલાયું ભાન — તનને

૧૨

હોળી—
પ્રેમ મુર્તિ છે જડાઇ
પ્રેમી હૃદયે—પ્રેમ
નજરે તરેછે પ્યારી નવાં રૂપ ધારી ધારી
હસ્તી કાન્તી મીઠી
પ્રીય વદને—પ્રેમ

૧૩

[illegible]—
મણીધર મુરલીથી રીઝવવો
નૃપને પ્રિય વચને વશ કરવો—મણી
પ્રસન્ન મન મણીધર મણી દેખતુ

કરે કોપ તો અંગ ડસે
ભૂપાળ પળ સુખપાલ સુવાડે
ક્ષણે શત્રુ થઇ પ્રાણ હરે
ભોરીંગ સમ ભૂપાળ સમજવો—મણી

અખીઓ— ૧૪

મ્હાલે મદને મદમાતી સખી માનની
પ્યારી પ્રીતમના પ્રીતી પાનની—મ્હાલે
પ્રિયતમ આજ્ઞા પાળવી, મનન કરે એ મંત્ર,
સદા ચરણથી સર્વદા, એ ચલવે ઘરતંત્ર;
મધુર વાકય મુખ વાસ મુખ મ્હેંકી રહ્યો
લલીત લજ્જા શણગાર શું લ્હેંકી રહ્યો
રમતી આતુર એધર્મ ધ્યાનની—મ્હાલે

પદ્મણી— ૧૫

મન ભૂલાવે મન લોભાવે મન ચક ડોળે ચડાવેજી
શુદ્ધ પવિત્ર નિરમળ આત્મા કાદવે રગદોળાવેજી
જોવાનું તે નવ દે જોવા, નહીં જોવાનું બતાવેજી
અમૃત મૂકી વિષને વળગે નર્ક મહીં રોળાવેજી
વારૂ વનિતા વિશ્વ મહીં છે, કોઇ ગોરી કોઇ કાળીજી
ઝળતીછે સંતોષ મહીં નથી સુખકર વૃદ્ધા બાળીજી—મ૦

પદ્મણી— ૧૬

આ સ્વપ્ના સમ સંસાર, સમજી લ્યોને શાણા,
દુર્લભ માનવ અવતાર, અવની મહીં આ શાણા
બાળપણુ રમતાં ગુમાવે,
જુવાનીમાં લંપટપણું ભાવે
વૃદ્ધપણાએ જીવ લોભે તણાએ રટે નહીં કીરતારરે—અ
મરણ શ્વાસ જવ ચાલુ થાએ,
કૃત્ય કુડાં નજરે ઉભરાયે
પીડાય ભારે, પસ્તાય પાપી ત્યારે આંસુ વહે ચોધારરે—અ

## અંક ૨ જો.

૧૭

ચારૂમતી—

વિભુ જાઉં હું બલહાર
લઇ લાખ લાખ ઓવારણાં વિશ્વાધારરે—વિભુ૦
લક્ષ્મી સમા પુત્રો આપી સુખી કરી અપાર
માગું હવે નાથ એટલુ
રાખો અવિચળ જોડલું હે કિરતારરે—વિભુ

૧૮

પદ્મની—આવ્યું વાદળું વિપત્તિનું સતી શીરે હરિ,
નાંખજો વિખેરી, વિભુજી વ્હેલે દયા ધરી—આવ્યું.
ભીડ ભંજન ભીડ ભાગજો, દાતા દીન દયાળ,
કરૂણાળુ કમળાપતી, સત્યતણા પ્રતિપાળ
નથી ચિત્તમાં વિકાર, થયો સ્વપ્નેએ જરી,
શુદ્ધ ચિત્તથી પતિ સેવા પ્રભુ ગણી કરી આવ્યું.

૧૯

ચંદ્રમુખી—

વ્હાલી સાહેલી વીસરૂં ન કદીયે પ્રેમ
બાળપણાનો નેહ ભુલુ કેમ ?—વ્હાલી
રમતા રમત ગમત કરી નીશદન
વીવીધ ખેલ નીરદોષ ખેલતાં
નજરે તરે સખીઓ સ્વપ્ન જેમ—વ્હાલી.

૨૦

સખીઓ

હીંચે હીંચોળે નવેલડી રત્ન વેલડી
ગાલબેલડી—હીંચે
મણીએ મઢી, હીરલે જડી વિધિયે ઘડી
મન ચેલડી રસવેલડી
મન મોહીનીથી મોહો સુરજ જાણીથી તું શું જુએ
તજ પદ્મણી પત્ની તણી નથી બ્હેન ભાન ભુલ્યો તું એ

આ તારૂણીના તેજ આગળ તોલ તારો તું ખુએ
કીરણે સતાવે કેમ તું ખસ સાંભળીશ મુખથી શું એ
કરમાય છે કુસળી કળી છબી છેલડી—રસ વેલડી—હીંચે
સખી— ૨૧
સખી બોલ ઘુંઘટડો
ચંદ્ર—છોડને છેડો
સખી—વાહ શું મુખ મલકાય સખી૦
વ્હાલાસંગે રમીલે રંગે મદમાતું આ જોબનીયું છલકાય-ચ૦
ચંદ્ર—શરમે બાઈ હું બીડાઇ
સખી—ક્યાંથી સ્વાર્થ સરાય
ચંદ્ર—ચબાવલી તું ચડમાં
સખી—લાડકી લડમાં અંગે અંગ ઉભરાય—સખી૦
ચંદ્રમુખી— ૨૨
ખીલતી હતી એક કળી કુમળી,
રસથી છલકાતી હતી કુપળી,
* * *
પ્રસરી સુગંધી ચોપાસ ઘણી
* * *
લમતા ભ્રમરા લોલે તે ભણી.
પતંગ સમ ગણતી મદની ભરી.
* * *
દરકાર ન કરતી કળી એ જરી
નીજ હાલમાં મસ્ત રહેતી અતી
જોબન મદમાં મદમાતી હતી
* * *
એક સમે આવ્યો નવિન, ભ્રમર ચતુર રસ જાણ
રસિક તણા ગુંજારવે, કળી બની ગુલતાન.
રસ ઉરમી ઉછળી ઉરે ઉતરિયું અભિમાન
પ્રેમ વશે પરવશ પડી ઈચ્છે પ્રીતીનું દાન

પ્રીતમ પ્યારાની પ્રીતી ઉર જાગી
વ્હાલા લ્હેરી લાલાની લગની લાગી
નવી દ્રષ્ટી રમીલીછે રસાળી
સ્નેહી સૃષ્ટી આજે મેં નિહાળી
પ્રેમ પંથે પળી
સંગે મળી લ્હેરી૦
સુખ સ્વર્ગનાં હું પામી
મળીયા સલુણા સ્વામી
પ્રેમે પુજા કરૂં હું પ્રભુ ગણી
રંગીલા—રસીલા—છબીલા તણી
ચિત્ત કામણ કટારી વાગી—વ્હાલા૦

બારાંગનાઓ— ૨૪

આવો ઉમંગ ભરી મદ ભરી સહુ બ્હેની ઉલ્લાસેથી આવો
આવો રૂમઝુમ આ ઠુમ ઠુમ આ પગલાં નાજુક ભરીને
અંબર વાગે ઝણુણુણ પ્રેમે આવો ગોરી,
પ્રીતી મનમાં ભરી—કીરતી હૃદય ઠરી;
રાજા પ્યારા રંગથી ભર્યા—ભરી સરવે કર્યા,
તન મનથી હેતે નાચો રાચો—આવો૦

યુમણી— ૨૫

હું પિયુના પાય
પુજું નીત્ય આ તન શીતળ થાય—પિયુના
મ્હારા મોહન જીવનું જીવન
સેવે સ્વર્ગ સધાય—પિયુના

યમણી— ૨૬

કર્મે તણા સંજોગથી નીરમાણ થયેલું થાયરે
શાને દોષ દઇએ બીજાં
સીતા સરીખી સાધવી, સ્વામીએ કાઢી વન;

# પાત્રો.

—:0:

નાયકા ૨૭

રસ ભીન ભીન આજ નયેના તેરે
કા સંગ જાગે, અનરાગે રસપાગે સબરેન—રસ૦
ટીકો છુટયો ઔર હાર તુટયો, કહો જોબન લુટયો
કરત સચેન બચેન ચતર સુઘર નયેન—રસ૦

નાયકા. ૨૮

મોરે બાંકે સીપૈયાં વારૂં દીલો જાન
તોરે નયનોકે બાન કરે જાન પરેશાન—મોરે.
મોરી ગોરી સુરત મોરી, બારા બરસકી હું નાર
ઓ નટખટ બારા બરસકી હું નાર,
નાજુક જોબનવા, કાંપે રે મનવા
હાય મોરા જીયા ગભરાય
કહા માન... ઓ નાદાન........મોરે.

૨૯

રૂપસેન—ગંગાજળ નિરમળ સમું, શુદ્ધ પવિત્રજ સાર.
તેવું કુળ જો માહરૂં, (તો) પડ પાસા પોબાર,

❋ ❋ ❋

રાજા—હંસ ગયો સરોવર તીરે, દીઠું અમૃત વાર
પીધા વિણ પાછો ફર્યો, (તો) પડ પાસા પોબાર

❋ ❋ ❋

પદમણી—સત્ય ચુકે જો સાધવી, ધરા ન ઝીલે ભાર
તે ગુણ હોયે મુજ મહીં, (તો) પડ પાસા પોબાર

૩૩

કુસુમ—

પ્રીતમ પ્યારાની પ્રીતી ઉર જાગી
વ્હાલા લ્હેરી લાલાની લગની લાગી
નવી દ્રષ્ટી ખીલીછે રસાળી
સ્નેહી સૃષ્ટી આજે મેં નિહાળી
વૃક્ષે વ્હાલથી આલીંગન દઇ
પ્રફુલ્લીત કી—ધી આ વસંત૦
રંગ બેરંગી ફુલથી, સજી અનુપમ શણગાર
સમાગમ સુખ ભોગવી, સફળ કર્યો અવતાર
ચેલાં પંખી જોડાં પ્રેમથી
ગેલ કરી રમે રંગથી
રેણુ પ્રસરી સૃષ્ટીમાં અતી
પ્રીતી ભરી કી—ધી—આ વસંત.

૩૫

ચંદ્રમુખી—

બોલો બોલો વ્હાલા રઢીયાળારે
કેવું ઠીલું વીલું મુખડું દેખા.....ય
ચોપટજી પ્યારારે—બોલો૦
ઉડયા વૃક્ષ લતા ભણી કમળ નહી જળ વાસ,
ક્યાંય ચાંચ બૂડી નહીં હાર્યા નારી પાસ
હવે આવી મેનાં આ હાથમાં
ભોળી કાશી ઘેલી નાથ સાથ
નટવર પ્યારા કામણગારા ઓ નંદલાલારે—બોલો બોલો

૩૬

ચંદ્રમુખી—

લ્યો છેલા આનંદનો લ્હાવો રસાળ
શોભીયા છો ભોગી ભરથાર
મદમાતી રંગીલી હું નાર

# પાત્રો.



## પુરૂષો.

મહારાજા વિક્રમ.............................ઉજેણીનો રાજા

વિક્રમચરિત્ર (ઉર્ફે) રાજરતન ... ...........તેનો દીકરો.

બાલકુમાર .....................................વિક્રમચરિત્રનો દીકરો.

મેઘરાજ ... ........................................એક નાનો રાજા.

સંદલ }
બંદલ } ... ...................... વિક્રમ રાજાના મશ્કરા દરબારીઓ.

ચારિતક.......................................રાજાના માળીનો છોકરો.

## સ્ત્રીઓ.

રાજરમણી........................ ............વિક્રમ રાજાની રાણી.

રંભા.............................................મેઘરાજની દીકરી પછીથી
વિક્રમચરિત્રની સ્ત્રી.

ઇંદુમતી ... ..................... ..............રંભાની નાની બેન.

મેનાં ...........................................રંભાની સખી બંદલની વહુ.

મદીરા ...........................................રાજાની નાયકા.

માલણ. દરબારીઓ, વારાંગના, શેહેરના લોકો, સીપાઈઓ
દાસીઓ, વગેરે વગેરે.

# વિક્રમચરિત્ર નાટકનો ટુંકસાર.

## અંક ૧ લો.

### મંગળાચરણ

સુત્રધાર, નટી—નાટક વિષે ખુલાસો કરે છે.

**પ્રવેશ ૧ લો,**—માહારાજા વિક્રમે નાનપણમાં પરણીને પરહરેલી રાજરમણી દેવીની સેવા કરે છે એટલામાં તેનો જુવાન કુંવર રાજરતન આવે છે, અને માને ગરીબોને દાન દેવા મોકલે છે, એક ગરીબ બ્રાહ્મણનું આવવું. રાજરતન તેને માદળીયું તોડી સોનું આપે છે. માદળીયામાંને ભેદ ભરેલો લેખ'મા બીજું માદળીયું આપે છે, બન્ને લેખ મેળવી વાંચવાથી વિક્રમરાજા પોતાનો બાપ થાય એવી રાજરતનની ખાતરી થાય છે, તેથી પીતાએ કરેલી શરત પાર પાડવા માને લઇ ઉજ્જેણી જાય છે

**પ્રવેશ ૨ જો.**—ઉજ્જેણીમાં વિક્રમરાજાના બાગમાં માલણને ઘેર ઉતારો લેવો. માલણને રાજાની દરબારમાં નાંખવા એક ચીઠી આપે છે.

**પ્રવેશ ૩ જો.**—વિક્રમરાજાની દરબાર. રાજરતનની ચીઠી. તેને ઠગ સમજી પકડવાનું બીડું સંદલ બંદલ ઉઠાવે છે.

**પ્રવેશ ૪ થો.**—સંદલ બંદલને રાજરતન તથા આસ્તિક સ્ત્રી વેશે ઠગી ફસાવે છે અને બાંધી રાજા પાસે મોકલે છે

**પ્રવેશ ૫ મો.**—રાજા પાસે સંદલ બંદલને લાવવામાં આવેછે. રાજાની ચિંતા રાજ્ય નાયકા મદીરા ઠગને પકડવાનું બીડું ઝડપે છે

**પ્રવેશ ૬ ઠો.**—મદીરાને ભૈયાને વેશે આસ્તિક તથા રાજરતન

પ્રવેશ ૬ ઠ્ઠો.—સુંદર બંદરની ચોકી. ઈંદુમતી તથા એક દાસી આવે છે. દાસીનાં કપડાં પહેરી રંભા ઉતરી આવે છે રંભા અને ઈંદુનું છટકી જવું.

પ્રવેશ ૭ મો.—રંભા, ઈંદુને વિક્રમચરિત્ર પાસે દાસી થવા મોકલે છે. અને જાતે શામા દુધવાળીનો વેશ લઈ જાય છે

પ્રવેશ ૮ મો.—ઈંદુ અને વિક્રમચરિત્ર. રંભાનું ગાયન સાંભળી કુંવર મોહીત થાય છે.

પ્રવેશ ૯ મો.— રંભા અને વિક્રમચરિત્રનો મેળાપ અને કુંવરનું ઠગાઈ જવું.

---

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો.—રંભા પોતાના બાળક કુંવરને હાલેડાં ગાતી, આવે છે વિક્રમચરિત્રને બીજીવાર ઠગવાની તૈયારી, રંભાની સખી મેનાં મદદ કરવા વચન આપે છે.

પ્રવેશ ૨ જો.—મેના પોતાના ધણી બંદલને મરવાનો ઢોંગ કરવા સમજાવે છે. અને જાતે તેની પાછળ સતી થઈ બળી મરવા જવાનો ઢોંગ કરે છે.

પ્રવેશ ૩ જો.—રંભા જોગણ રૂપે બેઠેલી છે ત્યાં સતી વેશે મેના આવે છે રંભા તેને અખંડ સૌભાગ્ય એવો આશીરવાદ આપે છે. બન્ને વચ્ચે તકરાર. રંભા બંદલને જીવતો કરવાનો ઢોંગ કરે છે. રાજા અને રાજકુંવર ભોળવાય છે. વિક્રમચરિત્ર જોગણ પાસેથી સજીવન મંત્ર શીખવા જાય છે અને ફરી ઠગાય છે.

પ્રવેશ ૪ થો.—રંભા ફરીથી એકદંડીયામાં જાય છે. એવી સુચના ઈંદુમતી કેરી વેચે છે અને તેની કિંમત વિક્રમરાજાની જમણી આંખ માગેછે ઈંદુને પકડી રાજા પાસે લઈ જાયછે

**પ્રવેશ ૫ મો.**—ઇંદુ અને રાજા વચ્ચે તકરાર. રાજા પસ્તાય છે. અને રંભાને છોડાવી લાવવા દાસીને મોકલે છે તે પાછી આવી રંભાને બે દીકરા હોવાની ખબર આપે છે. રાજાનો સંતાપ, જાહેર ન્યાયની તજવીજ.

**પ્રવેશ ૬ ઠો.**—રંભાનો ન્યાય, ચતુરાઇની જાહેર સાબીતીઓ શરતનું પૂર્ણ થવું અને આનંદ.



# વિક્રમચરિત્ર.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

**સુત્રધાર—** ૧

કરૂણાના ભંડાર સદાશીવ સહાય સુખકર હો,
તાપ અમાપ શમાવો સ્વામી સંકટ સર્વ હરો.—કરૂ૦
ઉમયાપતિ ભયભંજન ભોળા અરજી ઉર ધરો,
વિષધર વ્યાળ કરાળ કાળથી નિર્ભય નાથ કરો,
હિંદ ભુમીના વાસી ભણી કંઈ દૃષ્ટી દયાની ભરો.—કરૂણા

**નટી—** ૨

સ્વામી વાત કહો વિચારી.
સૃષ્ટિ વિષે દિસે ચતુર નર કે નારી—સ્વામી૦
ચંદ્ર અને તારા, તેજ ન્યારાં ન્યારાં,
સરખાં ન ગણાનારાં, દીસે શક્તિ ભેદ ભારી.—સ્વામી૦
એક ઝાડમાંનાં ફળ મોટાં નાનાં,
સરખાં નહી થાવાનાં, બધે ન્યાય એજ જારી.—સ્વામી૦

**નટી—** ૩

સત્ય પવિત્ર ચરિત્ર હુલાસે વધાવું.
દિલ બિછાવું, ત્યાં પધરાવું સેવા સામગ્રી સજાવું—સત્ય
સુચરિત્રે દીપતાં શોભતાં તેજ રેલાવતાં વિશ્વે,
બાળક ભામની પુરૂષ સહુને

૪

રાજરમણી—

જગદંબે રહેજો સહાય—સદા—જગ૦
મન તુજ ચરણમાં લીન થાય—સદા—જગ૦
આદી શકિત તું કારણ રૂપીણી,
રૂપ ન જાણી શકાય—સદા—જગ૦
આપો ભક્તિની શક્તિ દયાળી,
ચિત કંઇ શાંતિ પમાય—સદા—જગ૦

૫

રાજરમણી—

જય થાઓ બાળા મારોરે.
કરૂં અંગ ચરચિત સુવાસિત વારીથકી;
પવિત્ર થઇ નીત રે, સુખી તું બાળ—બાળ—જય૦
પૂરો મનોરથ બધા અંબીકા આરાસુરી;
બળ ને પરાક્રમ વધારશે વાગેશ્વરી,
તાતથી અધિક કહેવાઓ—કરૂં૦

૬

માલણ—

હાં રે હું તો છોટી ચંબેલી ખીલતી.
તન ચંબેલી, વદન ચંબેલી,
દીલ વસેલી છબીલી ચંબેલી ખીલતી.—હાંરે૦
હાર ચંબેલીને ગજરા ચંબેલી;
છાબ ભરેલી નવેલી ચંબેલી ખીલતી.—હાંરે૦

૭

આરતક—

ફરીએ ચમન કુક અમન ચમન કુક કુકડે કુક
કલગી શી રોનકદાર ઝમકાવે
બચ્ચા વાહજી વાહવા વાહ
કુકડી મંગાવું સારી તને પરણાવું પ્યારી;
છમકતી ઝમકતી હાં

લડાઇ લડેંગે દુલહન લેંગે
ચમન કરેંગે કભી બગ્યામેં—કરીએ૦

પ્રતિહાર— ૮

ધીર-ધીમંત સાંમંતનો મુગટમણી,
ઇંદ્રનો અંશ દેવાંશી કહાવે;
પૂરણ પરમારથી ભવ્ય ભડભારથી,
દુષ્ટદળ દમન ભય શમન ભાવે;
સત્યનો ટેકી ને સત્યવાદી સદા,
સત્યનો સાથી સત્યે સુહાવે,
ગરીબ નીવાજ જગ પરમહિત કાજ અહીં
સકળ સુખસાજ મહારાજ આવે.

---

સાવધ રાણા રાજવી, સાવધ સર્વ સમાજ;
વીર તણો મહા વીર અહીં; આવે વિક્રમરાજ.

દરબારીઓ— ૯

રાજ આવિચળ રહે રહે નર નેક ટેકી,
શુરવીર દાનવીર પદ શોભે, શોભે સહુ આજ.
આનંદે આનંદે સમાજ–રાજ.
નહિ કો જગમાં વિક્રમ રાજ સોજશ.
સુરેન્દ્ર અહોનીશ ગાય સ્વર્ગ મહીં, એવી અહીં
પધારે છે રણવીર મહારાજ.—રાજ૦

વિક્રમરાજ— ૧૦

હૃદયે વસજો હૃદયેશ્વરી,
પાવન સેવક ચિત્ત કરી;
નહિ નિર્મળ ન્યાયનો પંથ મુકું,
નહિ ધર્મ તણી રહે છાય પરી-હૃદયે૦

૧૮

મદીરા—ઠગેરા શીંગાર સજણું, ફિર મેં આતી હું,
રાજરતન—અંપે ચલ કહા જાતી તું !
મદીરા—અઅસે પોશાખસે મે અકેલા, શરમાતી-હું.
રાજરતન—કાહે ધબરાતી તુ
આસ્તિક—ભાઈ સઓદાઇ ક્યાં—
રાજરતન—ધુમ મચાઇ ક્યાં?
મદીરા—છોડો કેલાયે, આપ અલી આપ,
રાજરતન—અબ ન ઠેર
આસ્તિક—લગત દેર
મદીરા—કાંપત પઓર
આસ્તિક—ચલત સઓર
મદીરા—લા અરી લા આરી જલ્દી ઓહડા,
રાજરતન—ક્યું નાયકાજી !
મદીરા—હાંજી હાં હાંજી,
હરિ ચલે અબ સંગમે
રાજરતન—તેરે ઇનઆમ ગુમાતી તુ—ઠગેરા૦

રાજરમણી— ૧૯

શરણુ છઉં તમારે પ્રભુ,
ચરણુ ચહું સદારે વિભુ—શરણુ૦
બાળ તણી રક્ષા પ્રભુ કરજો,
માગું એ રાંધ.............શરણુ૦

રાજરમણી ૨૦
જા વીર વિજય તુજ કરશે રે માત ભવાની.
બળે બાંહોડીએ તુજ ભરશે રે માત ભવાની,
ચતુર શિરામણી રાયજી છે, દેવ મદદ પણ કરશે,
તે સમય હાથ તુજ ધરશે રે માત ભવાની—જા,

કુંદર કોકિલા, વિપત્ત વખતે પણુ ધર્મ માર્ગ અનુસરશો
મહિપતીને મન ઉતરશે રે ભાત ભવાની—જો૦

બધા— ૨૧

હરસીધ મા આનંદકારી, બહુ બલધારી
છે સુખ કરનારી,
વિક્રમ—રૂસની રૂંદે મેં મતિમદે છોડી છંદે વન વૃંદે
નિરદોષી નારી—
વિક્રમચરિત્ર (રાજ રતન } —બાળતણી સંભાળ લઇ આજ ભાળ દઇ
સુખીઓ કીધો,
અમૃત પ્યાલો આજે દીધો,
વિક્રમ—સ્નેહેથી મેં પીધો,
બધા—આનંદ દાઇ તું વ-ર-દા-યી,
આજ નવરંગ છે ઉછરંગ ભારી—હર૦

અંક ૨ જો

રંભા— ૨૨
અભિમાન મુરખ મન ધરે પળમાં જશે ઉડી,
ગર્વથી થઇ દશા ન કોઇની રૂડી—અભિ.
દેહ ગર્વનો પીને શું મસ્ત થઇ ભમે ?
કાળના જળમાં તું જશે બુડી—અભિ૦

રંભા— ૨૩

શું સમજાવે ? શું સમજાવે ?
સ્ત્રીનું ગુલામ જગ બધું મનાવે—શું
સ્ત્રીનું ચરિત્ર ચડિયાતું કહાવે,
પુરૂષ ચરિત્રને પાણી ભરાવે,

૪૩

દાસીઓ—

નિરગુણ પર તે બ્રહ્મ રે,
કેવળ પ્રમાણી સુખકર સાથી
નિજ સ્વરૂપમાં, બને લીન જોગી નિષ્કામ રે—નિ૦
ધુણી ધુણી ધુણી રસના રટે નામ,
સત રૂપ તારૂં વરણી શકે નહીં વાણી,
તે સ્વરૂપ મહીં લહે જોગી સદા આરામ—નિ૦

૪૪

રંભા—

જય જોગણ બાલી (૨)
અજબ તેજ આકાર અજબ શક્તિ વાળી,
જય જય જય જોગન બાલી;
બનીયું બાલ સ્વરૂપ બાલા ગિરદાળી,
આદિ શક્તિ અવતાર માયા મહાકાળી
જય જય જય જોગણ બાલી,
સાચી સિધ્ધ સમર્થ પુરણ પરચાળી
નમો નમો તવ ચરણ, શરણ દે કરૂણાળી
જય જય જય જોગણ બાલી,

૪૫

રંભા—

મેં તો બાલા સી જોગન, બિલાસી જવાન,
સ્નામ પંથી બિજોગન, બિલાસી જવાન,
વિક્રમચરિત્ર—પ્રેમ ગ્રંથી ગુંથીને આપો મંત્ર દાન—મેં૦
રંભા—તોહે દીનો જોબનવા, બિલાસી જવાન,
રંગભીનો સુમનવા, બિલાસી જવાન,
વિક્રમચરિત્ર—સદા સિદ્ધિ નવ નિધી આપો મંત્રદાન—મેં૦

૪૬

ઇંદુમતી—

નથી પરવા હું કાંઇ કરતીરે, વિક્રમ રાયની
નથી બીક જરા કાંઇ ધરતીરે, વિક્રમ રાયની

શ્રી

# કૃષ્ણચરિત્ર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## કાઠીયાવાડી નાટક મંડળી.

આવૃતી પહેલી. પ્રત ૫૦૦૦

અમદાવાદ
શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં શા. જેઠાલાલ
દલસુખભાઇએ છાપી.

ઈ૦ સ૦ ૧૯૦૬ સંવત ૧૯૬૨

કીંમત રૂ. ૦-૨-૦

છે. છેવટે દાણ આપે છે. શ્રીકૃષ્ણ તથા રાધાજીનો પ્રેમ પ્રસંગ.

પ્ર. ૪—ઋષભ તથા લલિતાનો સંસાર વ્યવહાર.

પ્ર. ૫—રાધાજી શ્રીકૃષ્ણની રાહ જોઈ બેઠાં છે એટલામાં કૃષ્ણ આવે છે. રાધાજીનું રૂસણું.

પ્ર. ૬—નંદરાયજી તથા ગોવાળીયા મળી, ગોવર્ધન પર્વતનો ઓચ્છવ કરવાનો ઠરાવ કરે છે. એટલામાં નારદજી ઇંદ્રને તેડી લાવે છે ને તેને ઉશ્કેરે છે, તેથી ઇંદ્ર ગુસ્સે થઈ સર્વને શીક્ષા કરવા સારૂ જાય છે.

પ્ર. ૭—ગોવર્ધન પર્વત—ગોકુળવાસી તથા વૃજવાસીઓ ગોવર્ધનનો ઓચ્છવ કરે છે એટલામાં ઇંદ્ર વરસાદને મોકલે છે. વરસાદ, વિજળીઓ ને પવન સાથે તુટી પડે છે. ગોકુળ અને વૃજ તણાય છે તેથી તેમાંના રહેવાસીઓ કોલાહલ કરી કૃષ્ણની પ્રાર્થના કરે છે. શ્રીકૃષ્ણ પોતાની ટચલી આંગળીપર પર્વતને તોળે છે. ઇંદ્ર તથા નારદ આવે છે. ગોકુળવાસી અને વૃજવાસીઓનો શ્રીકૃષ્ણે બચાવ કર્યો તેથી, તેને પરમાત્મા જાણી ઇંદ્ર, વરસાદ વિગેરે બંધ કરે છે. આથી ઇંદ્રનો ગર્વ ઉતરે છે ને બધા શ્રીકૃષ્ણની સ્તુતી કરે છે.

---

## અંક ૨ જો.

પ્ર. ૧—રાધા તથા લલિતાની સખી ભાવનાની ગમ્મત. શ્રીકૃષ્ણ માલણ વેશે આવીને રાધાને મનાવે છે.

પ્ર. ૨—લલિતા બહાર ગઈ છે તેથી ઋષભ ખીજાય છે, તેટલામાં લલિતાનો ભાઈ તથા ભાભી આવે છે તેમને ઋષભ પ્રપંચથી વિદાય કરે છે. લલિતા આવે છે. તેને ઋષભ મારે છે. શ્રીકૃષ્ણની વાંસળી સાંભળી લલિતાનું ચિત્ત આકર્ષાય ને પતિ પાસે જવાની યાચના કરે છે. ઋષભ જવા દેતો

નથી. તેને ઘરમાં પુરે છે. લલિતા પ્રેમલક્ષણા ભક્તિના દોરમાંને દોરમાં મૃત્યુવશ થાય છે.

પ્ર. ૩—રાસલીલા—લલિતાનો સૂક્ષ્મદેહ શ્રીકૃષ્ણનાં ચરણકમલમાં નમે છે. શ્રીકૃષ્ણ તેનો ઉદ્ધાર કરે છે. આ સીનમાં શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધમાં કહેલા કૃષ્ણાવતારના રહસ્યનું સ્પષ્ટી કરણ કરવામાં આવ્યું છે. ગોપીઓ શ્રીકૃષ્ણને કહે છે કે જો આપ પરમાત્મા હો તો અમે આપની શકિતઓ છીએ, આપે આત્મા હો તો અમે આપની વૃત્તિઓ છીએ આપ દેહ હો તો અમે આપની ઇંદ્રિયો છીએ અને સામાન્ય પુરૂપ હો તો અમે આપની સ્ત્રીયો છીએ. તેવીજ રીતે રાસલીલાનો અર્થ હાલના જમાનામાં લોકો જે સ્થુલ ભાવમાં લે છે તેનું પણ રહસ્ય સમજાવવામાં આવ્યું છે. શ્રીકૃષ્ણે ગોપીઓને આપેલો ઉપદેશ. ગોપીઓની શ્રીકૃષ્ણ પ્રત્યેની પ્રેમલક્ષણા ભક્તિની પરાકાષ્ટા.

પ્ર. ૪—કૃષ્ણ તથા બળભદ્રને તેડવા અક્રુરજી આવેલ છે તે ઋષભને મળે છે. ઋષભ તેમને નંદરાયનું ઘર બતાવે છે અક્રુરજી નંદરાયને "તમને તમારા પુત્રો સહીત કંસ ધનુર્યાગ કરે છે તેમાં બોલાવેલ છે" એમ કહી તેડી જાય છે. કૃષ્ણ ઋષભને પણ સાથે લઇ જાય છે. રાધા, કૃષ્ણ સાથે જવા તૈયારી કરે છે. કૃષ્ણ તેડી જતા નથી.

પ્ર. ૫—કંસની કચેરી—શ્રીકૃષ્ણને મારવા કંસના પ્રયત્નો. પોતાનાં પિતા, તથા બહેન તથા બનેવીની બુરી હાલત કરી પાંજરામાં પુર્યા છે. એટલામાં નંદરાયજી પોતાના પુત્રો સહિત આવે છે, કૃષ્ણને કંસ મલયુદ્ધ કરવા કહે છે. મલ્લયુદ્ધમાં બન્ને જીતે છે. આથી ક્રોધે ભરાઇ મ્હાવતને તેનાપર હાથી છોડી મુકવા કહે છે હાથીને પણ કૃષ્ણ મારે છે ને છેવટે કંસને મારી નાંખી તેનું માથું તેના સસરા જરાસંધ પાસે મોકલે છે. ને પોતે દ્વારીકામાં જવા સારૂ સર્વને મહેલમાં મોકલે છે. ત્યાં રાધા આવે છે. રાધા, સાથે લઈ જવા યાચના કરે છે. શ્રીકૃષ્ણ મંદિલ ફેંકે છે. રાધા જોગણ વેશ ધરે છે.

---

## અંક ૩ જો.

પ્ર. ૧—રૂક્મિણી તથા સખિયોનો વિનોદ. રાધાનું કૃષ્ણદાસી નામ
ધારણ કરીને જોગણ વેશે આવવું. રાધાનો કૃષ્ણ પ્રત્યેનો
ભક્તિભાવ જોઇ રૂક્મિણીને પણ કૃષ્ણ માટે પ્રેમલાગણી
થવી. રૂક્મિકુમારનું આવી પોતાની બહેનને શિશુપાળ
જોડે પરણવા કહેવું. રૂક્મિણીએ તેનો તીરસ્કાર કરવો.
છેવટે પત્ર આપી બ્રાહ્મણને કૃષ્ણને તેડી લાવવા મોકલવો.

પ્ર. ૨—સુદામાજીની દારિદ્રતા. સરસ્વતીનું તેમને શ્રીકૃષ્ણ પાસે
યાચના કરવા જવા કહેવું. આનાકાની કરતાં છેવટે સુદા-
માજી યાચના કરવા જાય છે ને તાંદુલ ભેટ તરીકે
લેતા જાય છે.

પ્ર. ૩—શ્રીકૃષ્ણનો પટરાણીઓ સાથે રાગરંગ. સુદામાજીનું આવવું.
તેમનું આતિથ્ય કરવું. તાંદુલ લઇ, ખાઇ, તેના ઘરને
ઠેકાણે નવનિધવાળા મહેલ કરવા. બ્રાહ્મણનું આવવું, કં-
કોત્રી જોઈ શ્રીકૃષ્ણે ત્યાં જવા તૈયારી કરવી. સત્યભામા
તેમને રોકી રાખે છે છેવટે કૃષ્ણ જાય છે. સત્યભામા
કૃષ્ણ સાથે લક્ષ્મીજીની મૂર્તિ મંગાવે છે,

પ્ર. ૪—રૂક્મિકુમાર કૃષ્ણને મારવાના વિચારથી પોતાના યોધ્ધાઓને
દેવળનું સાવચેતીથી રક્ષણ કરવા કહે છે. રૂક્મિણી સખીયો
સાથે માતાનું ધ્યાન કરવા આવે છે. એકલી મંદિરમાં જઈ
ધ્યાન કરે છે. શ્રીકૃષ્ણ પ્રગટ થાય છે. રૂક્મિકુમાર
શ્રીકૃષ્ણને પોતાની બહેનને ન લઇ જવા કહે છે. કૃષ્ણ
માનતા નથી. રૂક્મિ, કૃષ્ણની સાથે યુદ્ધનો આદર કરે છે.
કૃષ્ણ રૂક્મિને મારવા જાય છે. રૂક્મિણી પોતાના ભાઇને
ન મારવાની આજીજી કરે છે તેથી શ્રી કૃષ્ણ રૂક્મિને
જવા દે છે ને પોતે રૂક્મિણીને લઇને જાય છે.

—સુદામાજીના મહેલ—સુદામાને ભ્રમ થાય છે. પોતાનું ઝું-
પડું ન જોઇને મનમાં ખેદ થાય છે. એટલામાં સરસ્વતી આવી
તેમને લઇ જાય છે., દરવાજામાં દાખલ થતાં વૃદ્ધાવસ્થા

# પાત્રોનું લીસ્ટ.

## પુરૂષ વર્ગ

**નંદરાય**—શ્રીકૃષ્ણના પાળક પિતા.

**શ્રી કૃષ્ણ**—પરમાત્મા.

**બળભદ્ર**—તેમના મોટા ભાઇ.

**કંસ**—મથુરાંનો રાજા.

**અક્રુરજી**—શ્રી કૃષ્ણના કાકા.

**સુદામાજી**—શ્રી કૃષ્ણના પરમ ભકત અને બાલ સખા.

**શંકર**<br>**બ્રહ્મા**<br>**ઇંદ્ર**<br>**નારદ** } દેવતાઓ.

**રૂક્મિકુમાર**—રૂક્મિણીનો ભાઈ.

**ઋષભ**—એક ભરવાડ.

## સ્ત્રી વર્ગ.

**યશોદાજી**—નંદરાયજીની સ્ત્રી.

**રૂક્મિણી**<br>**રાધાજી**<br>**સત્યભામા**<br>**જાંબુવતી**<br>**કાલિંદી**<br>**મિત્રવિંદા** } ......શ્રી કૃષ્ણની પટરાણીઓ.

**ચંદ્રા**<br>**ભદ્રા**<br>**વિશાખા** } ......રાધાજીની સખીયો,

**લલિતા**—રાધાજીની સખી અને ઋષભની સ્ત્રી.

**સરસ્વતી**—સુદામાજીની સ્ત્રી.

સિવાય—ગોકુળવાસીઓ, વૃજવાસીઓ, દાનીયો, દરબારીઓ, અપ્સરાઓ, દ્વારપાળ, ગોવાળ, ગોવાળણીઓ, સખીઓ, દેવગણ, લલિતાનો ભાઇ તથા ભાભી વીગેરે વીગેરે



શ્રી

# કૃષ્ણ ચરિત્ર.

## નાટકનાં ગાયનો.

---

### અંક ૧ લો.

---

સૂત્રધાર:— (૧)

મંગલ ગાઓ ગાઓ પ્રભુ યશ,
આનંદ આનંદ થાય સદાય સહુ ગૃહે;
વિમલ ભક્તિ રસ વહે સુખી થાઓ—મંગલ.
કૃષ્ણ કથામૃત પાવનકારી પ્રીતે ગાઇએ,
સેવા સંતો આવો, પ્રેમ રસ ન્હાવો—મંગલ.

નટી— (૨)

ગાઉં ગાઉં ગુણ પ્રભુના, યશ વિભુના, સ્નેહ ધરીને,
શુભ મતિ આપો દયા કરીને;
નામું શીશ હે જગદિશ પ્રેમ ધરીને—ગાઉં.
દૈત્યોના સંહાર માટે, દેવો તણા કોડ પુરવા કાજે;
અવનિમાં અવતાર ધારી, ભક્ત ઉદ્ધાર્યા,
વંદન કરૂં હું શ્રી હરિને—ગાઉં.

ધારણ કરવાનું કહી ચાલી ગઈ. નવલ કુસુમનો પ્રેમ સંબંધ બંધાયો અને અંબા (કુસુમ) મરવાને બદલે ઈશ્વર કૃપાથી અજીતગઢની પટરાણી થઇ.

---

અંક ૨ જો.

શિકારના હેતુથી એક વખત રાજા ચંડસેન અજીતગઢથી થોડેક દુર છાવણી નાંખી પડેલો હતો તે એક શિકારની પાછળ પડી અચાનક અજીતગઢના પાદરમાં શિવમંદિર સમક્ષ આવી લાગ્યો, ત્યાં રાણી અંબા(કુસુમ) પોતાની સખીયો સાથે દર્શન માટે આવેલી હતી તેને જોઈ તે પ્રેમવશ થયો અને ઉન્મત અવસ્થામાં છાવણીમાં પાછો ફર્યો. રાજાની આવી હાલત જોઈ પ્રધાને બળથી નહી પણ કળથી અંબાને મેળવવાની સલાહ આપી અને તેને પરિણામે એક કપટભરેલ પત્ર લખી નવલને એકલો મિત્ર તરીકે મળવા બોલાવવો, અને બ્હાનું કાઢી તેને કેદ કરી છૂટકારાના બદલામાં અંબાની માગણી કરવી, એવો નિશ્ચય થયો. પત્ર નવલને મોકલવામાં આવ્યો અને રાણી તથા પ્રધાન આદિ મંત્રીમંડલની ઘણીજ ના છતાં પણ એક ટેકી નવલ ચંડસેનને મળવા આવ્યો, પરંતુ નવલના આવ્યા પહેલાં તો તે આવશે કે નહિ એવી ચંડસેનના મનમાં શંકા થઇ ત્યાં ખાપરાએ બીજી યુકિતથી અંબાને લઇ આવવાનું બીડું ઝડપ્યું અને તે અજીતગઢ તરફ ચાલતો થયો. નવલ આવ્યો અને ખાસ તકરાર ઉઠાવવા કપટથી કરેલી ચંડસેનના તંબુની નાની બારીને ચીરી નાખી, કારણકે ઈશ્વર વિના કોઈને પણ ન નમવું; એ નવલના કુળની પ્રતિજ્ઞા હતી. બારી ચીરવાનો આરોપ મુકી તકરાર ઉઠાવવામાં આવી અને નવલ દગાથી કેદ થયો. ખાપરો (નવાબના વેષમાં) અજીતગઢમાં આવી પહોંચ્યો અને ત્યાં નવલના કંજુસ ખવાસ રઘાની સ્ત્રીની સહાયતાથી રાણીને નસાડવાની ગોઠવણ કરી પરંતુ એ મસલત

રઘાની દીકરી શીવલીએ સાંભળી અને તે રાણી અંબાને જણાવી. રાણીએ યુક્તિથી પોતાનાં વસ્ત્રો રઘાની બાયડી નાથીને પહેરાવ્યાં અને તેથી નાથીને રાણી જાણી ખાપરો ઊપાડી ગયો. રજપૂતાણી ચતુરાઇથી બચી ગઇ. ચંડસેન કારાગૃહમાં નવલને પોતાના મદનું દર્શન કરાવતો હતો તેટલામાં ખાપરો આવી પહોંચ્યો. ચંડસેનને પોતાની આશા સફળ થએલી જાણી આનંદ થયો પણ અંતે ભેદ ખુલી જતાં તેના ક્રોધનો પાર રહ્યો નહિં. આ યુક્તિમાં નિષ્ફળ થવાથી પહેલાનાં ઠરાવ પ્રમાણે તેણે અજીતગઢ રાજમંડલને પત્ર લખી રાજા નવલના છુટકારાના બદલામાં ખુલ્લી રીતે રાણી અંબાની માગણી કરી.

---

## અંક ત્રીજો.

પોતાનો પતિ નવલ વખતસર પાછો ન ફરવાથી અંબા (કુસુમ) અત્યંત શોક કરવા લાગી તેવામાં યોગિનીએ આવી “તારેજ હાથે તારા પતિનો છુટકારો થશે” એવું આશ્વાસન આપ્યું, તેમજ કાનમાં પહેરવાનું એક કુંડળ આપી કહ્યું કે “આ કુંડળને કાનમાં પહેરવાથી તારા ચહેરામાં જોનારને એવો ફેરફાર જણાશે કે કોઇ પણ તને ઓળખી શકશે નહિ. અસલ રૂપમાં આવવા માટે તે વસ્તુ લઇ લેવી.” યોગિનીના જવા પછી ચંડસેનનો પત્ર આવ્યો ને કુસુમે પુરૂષવેષે બહાર પડી પતિને છોડાવવાનો નિશ્ચય કર્યો. પુરૂષવેશ ધારી પોતાની દાસી મીઠીને પોતાનો સંકેત જણાવી તે દરબારમાં આવી, ત્યાં તેણે પ્રધાન આદિને એવી યુક્તિ દેખાડી કે “આપણે બહાદુર યોદ્ધાઓ સાથે અહીંથી જવું, અને સ્ત્રીવેષે ચંડસેનના રણવાસમાં દાખલ થવું. હું કૃત્રિમ રાણી થઇશ અને રાજાને મળવાને બહાને ચંડસેન સાથે બોલાવીશ ત્યાં ચંડસેનને કેદ કરી લેવો એટલે તરતજ મહારાજાનો છુટકો થશે.”

આવી યુક્તિ કરી કુસુમ સ્ત્રીવેશ ધારી યોદ્ધાઓ સાથે ચંડસેનના અંતઃપુરમાં આવી. ચડસેન પાસે નવલને છેલ્લીવાર મળવાની માગણી કરવામાં આવી. ચંડસેને તે માગણી સ્વીકારી અને તે નવલને રાણી પાસે બોલાવ્યો. નવલ રાણીને આવેલી જોઇ કોપ્યો અને મારવા તૈયાર થયો. તેને બચાવવા આવતાં તેનેજ હાથે ચંડસેન કેદ થયો. નવલ પોતાના પ્રધાન આદિ રાજમંડળ અને બચાવનાર વીર રાજપૂત બાળકને જોઈ આશ્ચર્ય ચકિત થયો. ચંડસેનને અજીતગઢ લઇ જવામાં આવ્યો. સહુના ગયા પછી યોગિનીએ પ્રકટ થઇ કુસુમ પાસેથી પોતે પ્રકટ ન કરે ત્યાં સુધી પુરૂષવેશ બદલી રાણી તરીકે પ્રકટ ન થવાનું વચન લીધું. કુસુમે તે વચન જાળવવા માટે મીઠી મારફત રાણી ગુમ થવાની ખબર ફેલાવી તેથી નવલને ઘણોજ ખેદ થયો. ચંડસેનના ઇન્સાફ માટે દરબાર ભરવામાં આવી અને પુષ્પસિંહ નામ ધારી કુસુમના આગ્રહથી ચંડસેનને બંધનમુક્ત કરવામાં આવ્યો. પોતાને કેદ કરનારનેજ પોતાનો છુટકો કરનાર જાણી ચંડસેનને આશ્ચર્ય થયું અને તેણે તેનો ઉપકાર માન્યો. કુસુમે પોતે તેના અન્નથી ઉછરેલ હોવાનું જણાવી ઉપકાર માનવાની આવશ્યકતા નથી એમ કહ્યું, એથી ચંડસેન વધારે અજાયબ થઇ એ ભેદને ખોલવાની પુષ્પસિંહને વિનંતી કરવા લાગ્યો. તેવામાં ત્યાં એકાએક યોગિનીએ પ્રકટ થઇ પુષ્પસિંહને મરી ગએલી કુસુમ અને અજીતગઢની રાણી અંબા તરીકે ઓળખાવી ભેદ ભાંગી નાંખ્યો અને પોતાનું "ભલે જન કોટિ પ્રયત્નો કરે, થાશે ધાર્યું જે ધરણી ધરે" એ કથન સિદ્ધ કરી બતાવ્યું. અભિમાની ચંડસેન જ્ઞાની બની યોગિનીના આશ્રયથી યોગી બન્યો. નવલ કુસુમ આનંદ સહિત પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.

# નવલ-કુસુમ.

---

સૂત્રધાર— ઇશ્વર સ્તુતિ.

શૈલજાના કાન્ત શંભૂ, દીનબંધુ દયાસિંધુ
—શૈલજાનાં

ગર્વ ધારી, ત્રીપુર મારી, દીધા તારી, તે સ્વયંભૂ
—શૈલજાના

મિથ્યા ઉતારી, ગર્વ જગ દ્યો આત્મજ્ઞાન રસે ભરી,
દ્યો શકિત ભકિત સંગ ભોળા, શાન્તિ શાન્તિ વિસ્તરી
પ્રણમી પદે પ્રાર્થું પ્રભૂ— શૈલજાના

યોગિની— ૨

અમર કરી લેને માનવ દેહ ધરી, પ્રેમથી કરી,
હરી રસ ભરી—અમર.
નાહક આ તક અણમોલી જાશે, સમજ તું
—જરી સમજ તું જરી—અમર.
કાચા સુતરને તાંતણે જો બાંધી આ જીન્દગાની છે,
દરિયાતણા મોજાં સમી તું જૂઠી જાણ જુવાની છે;
અણધારી એ અજ્ઞાન જો આ આંખ બંધ થવાનીછે,
અંતરતણી સહુ આશ અંતરમાં સમાઇ જવાનીછે.
માટે ભજ હરી હરી ભજ હરી, હરી ભજ હરી,
હરી ભજ હરી—અમર.

યોગિની— ૩

અજ્ઞાની જરા જોને ઝીણી આંખ ખોલી—અજ્ઞાની.
કેમ માયામાં રહ્યા ડોલી?—અજ્ઞાની.
સીતા હરી જ્યારે રાવણે ગઈ કયાં? રામની શકિત અતોલી
એજ રાવણ બળ કયાં ગયું જ્યારે, રામે લંકા રોળી-અ.

દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે, જાય ચુલે ચઢી ચતુરાઈ,
હાથ કેરાં હથિયાર રહે હાથમાં, એમનાં એમ કટાઈ—આ.

ભલે જન કોટી પ્રયત્નો કરે
થાશે ધાર્યું જે ધરણીધરે—ભલે.

કુસુમ—

૫

ન કર રે હો કાળી કોયલડી ટહૂકાર—ન કર રે.
હું જોબનભરી નાર—
મારે મ્હોલે નથી ભરથાર—ન કર રે.
ઝરમર ઝરમર મેહૂલો વરસે, વીજ કરે ચમકાર
તેમાં પાપીણી પીયુ પીયુ બોલી
શું કાળજ મારે કટાર રે—ન કર રે
માત મરી ગઈ તાત ગયા મરી, ભ્રાત ન ભાળ લેનાર,
પરને પનારે પડી હૂં મરી છું
મરેલીને નહિ માર રે—ન કર રે.

સર્વે સખી—

૬

આવ્યું જોબન આજે તે કાલ જાશે રે—આવ્યું
ભોળાં ભૂલી ભરોંસે ભૂલ આશે રે—ભોળાં.
ભૂલ આશે રે,
પસ્તાશે રે—આવ્યું.
જેવી ઝબકતી વીજ સરી જાશે રે,
જેવી ફૂલ કળી ખીલી ખરી જાશે રે,
મેઘના ધનુષ રંગ વિખરી જાશેરે—આવ્યું.

કર્મ કાગળે પૂર્વ જનમના, દીધા જમે થનાર;
દીધા તેવા લેવા પાછા, એજ કરમ વ્યવહાર—કોઇ૦
જમે કરાવ્યા હશે કાંકરા, મણી નથી મળનાર;
જમે મણી તો વિશ્વધણીથી, ટાળ્યા નથી ટળનાર—કો.

કોડીયો—

અક્કલના ખાં હો તે આપો ઇન્સાફ
બૈરી વરે કોણ બેટો કે બાપ?—અક્કલના
મેં જે નારી, મનથી ધારી, કરવા સારી,
તેપર વારી
બાપ કરે વરવા તણી વાત—બૈરી.
કહે બાપો છે બૈરી એ મારી,
કહે બેટો આ મારી થનારી,
એમ અમારી, નિત્ય થનારી, મારા મારીથી
જઇ હારી.
પુછુંછું જો કોઇ પતાવો પંચત—બૈરી

કુસુમ તથા સખી—

નાના પ્રિતમ નહી જાઓ—ના ના.
સ્હેજ વાતમાં શું રીસાઓ
આવો આવો આવોરે—ના ના.
સખીરી કોને તું સાદ કરે?
ઓ નાથ!
આ શું?
અપરાધ અરે!
મુજ નેણ ઝરે, શું હાસ્ય કરે,
જાઓ ધાઓ ધાઓ-અટકાવો રે—નાન
જા દોડ દોડ જો ઓ જાયે.
ક્યાં?
ઓ જાયે.
ક્યાં?
ઓ જાયે.

અહીં અહીં જાયે, તહીં તહીં જાયે—
લાવો, લાવો શ્યામ સમજાવો રે—નાના.

કુસુમ— ૧૦

સખી સલૂણા સંચરે, તાતી વેળુ માંય,
હાય! ન સરજી વાદળી, જઇ દેત પિયુને છાંય.

કુસુમ— ૧૧

બેઠી હૂં નદીને તીરે, લઇ વડલાની છાંય;
હરિ સ્વારી ગરૂડે કરી, વાદળ વાટે જાય.
* * *
જોઇ મને હરિયે દુઃખી, લાવી દયા દીલમાંય;
રત્ન અમોલુ ફેંકીયું, પડયું મુજ ખોળા માંય.
* * *
હરિ રત્નને મેળવી, હરખ ઘેલી હું થઇ;
ઉછાળ ઝીલ એ રત્નથી, ખેલ ખેલવા ગઇ
એક વખત એવું ચડયું, પડયું ઝીલાયું નહિં;
ઉડી પવનથી રત્ન એ, પડયું નદીમાં જઇ.
હાય! હાય! કરી ધાઇ મેં, જોયું નદી જળ માંય;
* * *
જોયું પાણી પૂરમાં, મારૂં રત્ન તણાય.
ઝાવાં નાંખ્યા ઝાલવા, પણ ઝાલ્યું ન ઝલાય;
અભાગણી મુજ હાથમાં, કોડી શંખ ભરાય.
યોગિની—શુકન મહી જો સાંપડયો, શંખ હરી શણગાર;
શાણિ સમજ કે સાંપડયું, ગયું રત્ન ફરી વાર.

કુસુમ— ૧૨

એજ એજ અલબેલો છેલો, બાંકી સૂરત વાળો છે;
એજ એજ ઠગ બગ રૂપાળો, કપટી કાળજ કાળો છે
એજ એજ ઝટ ભીતર ભેદક. ભારી ભમરનો ભાલો છે

એજ એજ મુજ કાળજ વેધક, કાતિલ નેણુ કટારો છે.
એજ ઠગારો એજ ધૂતારો, એજ લુંટારો મારો છે;
એજ જાદૂગર કામણગારો, મુજ મનનો હરનારો છે.

*  *  *

યોગિની—કંથ પૂરનો પંથ દૂર છે.

કુસુમ—આ,
યોગિનિ—આરાવળિ હારો છે,
ધારો અહિં પણ ગાઉ હજારો,
ચિત્રપટે ચમકારો છે.

*  *  *

વીરરાજ પૂત મલ્લદેવ સૂત

કુસુમ—નવલરાજ વર મારો છે!

યોગિનિ—છે વિધિનો વરતારો,
સ્વપ્ન વર તારો સત્ય વર તારો છે.

કુસુમ—બેન,

સખી—સુખે જા, સંગજ નજરે,
કોણ કહી વર તારો છે,
હૃદયે આશીશ દુનિયા હરિયે,
તારો ઇશ્વર તારો છે.

કાફીઃ—

૧૩

જાગ તું જાગ સલૂણી, જાગ જાગ તું જાગ—જાગ તું.
ટળ્યો દિવસ બહૂ તને મળવાને,
મળ્યો માંડ છે લાગ. જાગ તું.
વખત ન કર ગોરી ગળે આશકને,
લાગ, લાગ તું લાગ. જાગ તું.
પા તું પ્રિતિ રસ પ્યારી આપું જે સુખેથી,
માગ, માગ તું માગ. જાગ તું.

૧૪

નવલ—

વિરહી વિજોગી મનડૂં અતિશે મુઝાયે—વિરહી.
શાન્તિ માટે લટકું પણ ના લેશ પમાયે—વિરહી.
શાન્ત છે સંસાર સહૂ, છે શાન્ત નર ને નાર;
પંખીયો પણ શાન્ત થઈ, સુતાં દીસે આ વાર.
શાન્ત શશિની શાન્ત રજની, શાન્તિ સહૂને પાય;
એક આ હિણુભાગી હૈયું, ક્યાંય શાન્ત ન થાય.--વિરહી

૧૫

નવલ—

જો ગોરી બેઠી અશોકની ડાળે,
જો ગોરી આડી આંખે મને ભાળે;
જો ગોરી ઉડી ગગન ચઢી બેઠી,
જો ગોરી છૂપી પવન માંહી પેઠી;
જો ગોરી ખલી વાદળ દોરી ઝાલી,
જો ગોરી ઝૂલી હવાને ઉછાળી;
જો ગોરી છૂટી તૂટી દોરી ઢીલી,
એ પડી, એ પડી, આ ઝીલી ઝીલી.

૧૬

કુસુમ—

નણદલ વીરા અધીરા જરા ધીર ધીર—નણદલ.
સુકોમળ સ્નેહની સજ્જા સજ્જન સમજાવું છું.
નિર્મળ નેહ જળ શિતળ છતે છંટાવું છું.
પરિમળ પુષ્પ જોબન બાગથી બહેકાવું છું.
હૈયા હિંડાળે મારા લાલજી લહેકાવુંછું—નણદલ.
શાન્તિ સંત્રે ભર્યાં પ્રિતિનાં ગીત ગાઉં છું.
સુધારસ ઝરતાં શાન્ત નયન હૂં નચાવું છું.
મીઠી મીઠી હાશ! લરી શાન્ત વાયુ વાવું છું.
મીઠી મીઠી શાન્ત નીંદ સાહયબા શિર છાઉં છું—

નવલ તથા કુસુમ—— ૧૭

સ્વીકારો સલુણી મારા પ્રેમની નીશાની,
મનમોહના હું માથે ચઢાવું-સ્વીકારો.
એ નિશાનીથી બંધાણી મારા નાથથી સદાની,
મનમોહના હું જીવથી જડાઉં—નિશાની.
હવે તો હું તારો, તું મારી સદાની,
સાક્ષી સુજાણ દેવ, લગ્ન કીધાની,
દૈશ હું સુશાણી, દૈશ હું સુશાણી, દૈશ હું સુ-
શાણી-સ્વીકારો સલુણી.

સ્થૈ—— ૧૮

દેવી દુનિયાની સાચી, દેવી દુનિયાની સાચી,
એક દમડી દમડી દમડી—દેવી.
દમડી છૂટે ના છો તૂટે ચમડી, ચમડી, ચમડી-દેવ
અહીં છે દમડીનો દરબાર,
જહીં છે કપટી કારોબાર,
દયાનું નામ નહીં તલભાર,
સદા છે એકજ ઉર વિચાર,
અહીં છે દમડી, તહીં છે દમડી, કહીં છે દમડી,
લાવો કોઈ દમડી, દમડી દમડી—દેવી દુનિયા.

સ્થૈ તથા નાથી—— ૧૯

તારા જોબન વનમાં આ ભમરો મદ ઘેલો
થઇને ઘુમે—તારા.
રંગીલો રસઘેલો ભમરો, આ રસ કળીયોને
ચુમે—રંગીલો.
રંગીલા ભમરા આવો.
આવ્યો રંગીલી આવ્યો.
રસઘેલા ભમરા આવો.

આવ્યો રસઘેલી આવ્યો.
અલબેલા ભમરા આવો.
આવ્યો અલબેલી આવ્યો.
આવો કુસુમ રસ પાઓ, મધુર ખીલી, વસંત
વાલી આ સમે -હો ભમરો રસ કળીયોને ચુસે
--તારા.

રેવો તમારાથી-- ૨૦

અરે વાહ મહેરબાન,
જાણ્યા એતો હવે જાઓ મહેરબાન—અરે
તાણી તીરછી ભમર કમાન,
મારો નાહી નેણોનાં બાણ—અરે મહેરબાન.
છોડો છેડ છોડો તોફાન,
જાઉં વારી જોબનપે જાન--અરે મહેરબાન--
જાણ્યા એતો.

સાહેલીઓ-- ૨૧

મારા સમ જો ન જો તો આલી શી બની---મારા.
ખીલ્યા છે ગાલ આ કે,
ખીલ્યા છે ગુલાબી ફુલો,
અધરે હાર જો પ્રવાળની—મારા.
બની બની બસ બહુ બની,
હાથની લટક,
ચાલની ચટક,
ચમકે વાહ શી ચટક ચાલની---મારા.

ભીંડી-- ૨૨

ભાન ભૂલ્યા છે રાજ મૂખડાની મલકે---ભાન.
કામણગારી કીકીની હલકે હઠીલા રાજ---ભાન.
ઝાંઝરને ઝણકે, નેપૂરને રણકે,
જોબનીયાની ભૂરકીની ભનકે હઠીલા રાજ---ભાન.

હાથને લટકે, ચાલને ચટકે,
પતલી કમર કેરે કટકે હઠીલા રાજા--ભાન.

ભરી સખીઓ--                    ૨૩

ભરી ભરી પ્રિતિનો પ્યાલી પીજો ને પીવરાવજો--ભરી ભરી
લટકે ને ચટકે રસીલી રસીયાને રીઝાવજો---લટકે.
જીવનનો લ્હાવો લેજોજી, જોબનનો લ્હાવો દેજોજી,
રસના રંગ તરંગમાં ઝુલજો ને ઝુલાવજો---ભરી.
બની તમે ગુલ રસીલી રે, પીયુ બુલબુલ રસીલાને
જોબનના જાદૂઇ કેફે ડૂલજો ને ડૂલાવજો---ભરી.

નવલ લચા કુસુમ---                    ૨૪

આવો આવો આ અલબેલી, સુકોમળ વેલી, નવેલી
વસંત ખેલ ખેલીયે---આવો
આવો આવો આવો રસીલા, છબીલા, છોગાળા,
નવેલી પ્રીતીના રંગ રેલીયે---
પ્રેમ ઓરલીયે પ્યારી હું નચાવું,
પ્રેમ પીચકારીયે રંગે ભીંજાવું,
માનુની મુકોને માન,
જી હા હા,
ઘેલી આ તે શું ગુમાન,
જી હા હા,
માન પ્યારી, માન પ્યારી, માન,
જી હા હા
માન, પ્યારી માન, પ્યારી માન ---આવો.

## અંક ૨ જો

સર્વ સખીઓ— ૨૫

ભીડ ભય ભંજનહાર સદાશીવ ભોળાને
ભજીયે—ભીડ.

માતુ ભવાની ભરથાર સદાશીવ ભોળાને
ભજીયે—માતુ.

અશરણ શરણુ થનાર, શશિધર સુખ શાન્તિ
ભરનાર,

ભસ્મધર ભવજળ તારણહાર.

ગંગધર વાંચ્છિત વર વરનાર.

સ્મશાનના વસનાર, સદાશીવ ભોળાને
ભજીયે.

માતુ ભવાની—ભીડ ભય.

પો— ૨૬

જે વારો તે થોડું રે સતિ નારી પતિપર સહૂ કાંઇ
વારો—જે વારો.

તન મન ધન વારો જીવન જોબન વારો,
પ્રેમથી વારો જીવ પ્રાણ—રે સતિ.
શાણી છે સ્ત્રીનું જે કંઇ ગણો તે સ્વામીરે,
જાણો સંહારક સ્વામી, ઉદ્ધારક સ્વામીરે—જે વારો.
સતિ સ્ત્રીનો પતિ પરમેશ છે,
પતિ સુખે સુખી સતી હમેશ છે,
છે પતિ દુઃખે સદા સતિ દીલ કલેશ—સતિ સ્ત્રીનો.
તેત્રીશ કોટી દેવ બીરાજ્યા, પિયૂ પ્રતિમા રૂપ,
જાણી સ્વામી સેવો રે—
સ્વામી ઉમાવર રૂપ,
સ્ત્રીઓને સ્વામી રમાવર રૂપ,
સ્ત્રીઓને સ્વામી છે સર્વ સ્વરૂપ—
જાણી સ્વામી સેવો રે—જે વારો.

દરબારીઓ-- ૨૭

પ્રેમે પ્રસાદી મહાદેવીની, લ્યો પીઓ પ્રેમે પ્રસાદી;
રંગી પ્યાલા મોહપૂર, હો જંગી શૂર—
પ્યાલા પ્યાલા તું સદા રે, વ્હાલા વ્હાલા પ્રાણસમાન;
છે તન મન ધન સહૂ તું પર કુરબાન—પ્રેમે.

કુસુમ-સખીઓ-- ૨૮

કોઈ બચાવો, કોઇ બચાવો, કોઈ બચાવો રે,
અરે રે હાં.
મારા પ્રાણને પાપીના પાશેથી કોઇ બચાવોરે.
આવો રે આવો, આવો રે આવો, આવો રે આવો, રે,
અરેરે હાં, મારા નાથને નમેરા હાથથી કોઇ બચાવો રે.
કોને બોલાવો, કોને બોલાવો, કોને બોલાવો રે;
અરેરે હાં, બોલો બાવરાં બા આમ બનીને
કોને બોલાવો રે.
જાઓ રે જાઓ, જાઓ રે જાઓ, જાઓ રે જાઓ રે.
અરેરે હાં.
મારા જીવનને જાલીમની જાળેથી જાઓ છોડાવો રે;
લાવોરે લાવો, લાવો રે લાવો, લાવો રે લાવો, રે,
અરેરે હાં.
મારા જીવનનું ધન જતું લુંટાઇ લાવો છોડાવો રે.

૨૯

પ્રધાન—સતનો સહાયક રામજી, સત્ સાથે ફરનાર છે.
રામ જો રક્ષણહાર છે, તો કોણ નામ લેનાર છે.
કુસુમ—જાઓ જાઓ સીધાવો સુખે સલુણા શ્યામજી રે.
સખી—આવો આવો નિભાવી વેગે વચન વિશ્રામજી રે.
દરબારી--રખવાળી કરો શ્રી રામજીરે—જાઓ.
સખી—વ્હેલા વળજો.
કુસુમ—વચને પાળજો.
નવલ--હોજી, હોજી, મુજ અંતરના આરામજી રે—જાઓ.

વારાંગનાઓ—  ૩૦

અજર રહો ઇશ પરમ અવતાર,
અમર રહો વિશ્વ વિજય વરનાર—અજર.
દિન દિન ખીલો તન મન જોબન, રંગ રૂપહો અપરંપાર
ખન ખન ખન ખન કરતાં ધનથી, ભર્યા રહો ભૂપત
ભંડાર—અજર.
વિજય વાદ્ય ગડગડગડ ગગડો, ફરફર ફરકો વિજય,
થર થર થરકો દુશ્મન દિલડાં ગાઓ જગ જય જશ
ગાન—અજર.

કુસુમ—  ૩૧

વચન વાયદો આવો આવો નિભાવો કંથ—વચન.
છાઓ કલંક ન પ્રિતી ને ગ્રંથ—વાયદો.
ક્ષત્રી જાયા છે સત્યે વખણાયા,
સત્યે ગવાયા, સત્યે પૂજાયા.
ડાહ્યા વિચારો એ એક, ક્ષત્રિ કુળ ટેક, છાંડો ન
છેક, કુળ વિવેક પંથ—આવો.

નાથી—  ૩૨

હાંરે થાશે થાશે મારાં હૈડાંકેરી હોંશ,
આજે પૂરી થાશે—હાંરે.
ઘૂઘરીયાળાં ઝાંઝર ઝૂમણાં આજે પહેરાશે—હાં રે.
ઝાંઝર ને ઝૂમણાં પહેરી, શેરીયે શેરીયે,
લટકાં મટકાંથી ચાલી,
ઝણણણણ ઝણ ઝણ ઝણકારી, નાથીબા જાશે.
—હાંરે થાશે.

કુસુમ—  ૩૩

વાહ વાહરે શીતળ વિમળ શી સંધ્યાની છાયા
છાય છે—વાહ.
મીઠો મીઠો વાયૂ વાય છે,
મીઠાં ગીતો પંખી ગાય છે,
સુગંધી ફૂલડાં, પરે દીલ ડૂલડાં,
ઘૂમી ઘૂમી ચુમી ભુલભુલ ડોલાં ખાય છ,
પ્રેમ નિશે મસ્ત શાં જણાય છે.

અંક ૩ જો

---

કુસુમ— ૩૪

શીદ તરસાવો, શીદ ટવળાવો, દિલ દયા લાવો
આવો, હવે આવો—શીદ.
વાટલડી જોઇ હું, વાલમજી થાકી,
આંખલડી રોઇ, રોઇ પ્રીતમજી પાકી
મૂખડું મોહન—હવે તો બતાવો—શીદ.

યોગિની— ૩૫

ઇશ્વર ખુરૂં જે કરે, તે સારાને માટ;
સમજી શાણી દે તજી, અંતરનો ઉચાટ.

*  *  *

શંકા તજી દે સુભગા, કર વ્હાલમની વ્હાર;
તુજથી તુજ પતિ છૂટશે, લખ્યો લેખ કિરતાર.

નેપથ્ય—

ભોગી ભોગ તજો હવે, જોગી સજો જપ જાપ;
પૂર્વે રવી પ્રકટી કહે, જાગો પડ્યું પ્રભાત.

કુસુમ— ૩૬

છળે જાઉં, છળી અરી લાવું, છોડાવી છેલાને,
છોડાવી છેલાને—છળે.
ધરૂં પ્રથમ પુરૂષનો વેષ, દરબારે કરૂં પ્રવેશ;
થઉં પ્રગટ પુષ્પસિંહ નામે, કહું જવા કુસુમને ઠામે.
લઉં સંગ દાસીને બદલે, હથિયારબંધ યુવકને.
ઓઝલ પડદે થઇ દાખલ, દુશ્મન ઘરમાં ફરી છલબલ.
આવું બસ લાવું છોડવી હું અલબેલાને—છળે જાઉં.

જો આ ગુલાબી ગાલે દીવાનો બન્યો,
આ મરકતા મૃણાલે મસ્તાનો બન્યો,
તુજ પ્રેમ દીપ ઉજાલે પરવાનો બન્યો,
કામી અંધ તું અકાલે મરવાનો બન્યો,
મરવાનો બન્યો નહિ, ઠરવાનો બન્યો--કાંઇ--બોલ.

કુસુમ તથા મીઠી-- ૪૩

આવી સોહીની સુરત પર, મોહીની સુરત પર, જોબન
કોણ ન વારે- --આવી.
મતવાલાં નેણાં જાદુ ડારે,
વાહરે વાહ વાહરે વાહરે વાહરે વાહ વાહરે વાહરે--આવી.
રૂપ વસે કયાં ધન પરે, કે તનપર વસનાર ?
જે જેના મન પર વસે, તે રૂપનો અંબાર--હાહરે--આવી.

દરબારી-કુસુમ ૪૬

કબૂલ છે, કબૂલ છે, કબૂલ હજાર વાર છે- કબૂલ.
તો થાઓ સઉ તૈયાર,
વિર વિચારની શી વાર છે,
નારી વેષધારી જાશું, શત્રુ મહેલની મોઝાર,
પછી તો તીખી ટેકને, આ તેજીલી તરવાર છે.
મહારાણીની રજા લઉ.
હું પણ જઇને સજ થઉં.
ભલે સિધાવો સર્વજન હુકમ મળે તૈયારછે-કબૂલ

રધો-નાથી ૪૫

હાય હાય હાયરે દમડી હાય, ગઇ કંઇ કોઇ બતાવે
ને ભાઇ--હાય.
જાય ધન પાપીનું પલ્લે જાય, ખાય ધન ચોરીનું ચોરજ
ખાય-જાય.



# નાટકનો ટુંકસાર.

## અંક ૧ લો.

મંગળાચરણ.

પ્ર. ૧—વસ્ત્રહરણ. ગોપગણની શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ. કન્યાઓનું મેળાકતના વ્રત નિમિત્તે યમુનાજીમાં ન્હાવા આવવું. કન્યાઓ લુગડાં ઉતારી નદીમાં ન્હાવા પડે છે ને કૃષ્ણ તેમનાં કપડાં લઈ, કદમ્બપર ટીંગાળી, પોતે કદંબપર ચઢે છે. ગોપીઓને ખબર પડતાં દીનવાણીથી કપડાં પાછાં આપવા યાચના કરે છે, એટલે પ્રસન્નતાથી શ્રીકૃષ્ણ તેમને લૂગડાં પાછાં આપે છે, અને રાસ રમાડવા વરદાન આપે છે.

પ્ર. ૨—રાધાજીની શ્રીકૃષ્ણ પ્રત્યેની પ્રેમ લાગણી. લલિતા તથા બીજી સખીઓ કૃષ્ણને બોલાવવાની યુક્તિ શોધે છે એટલામાં રાધાજીની માતાનું આવવું. રાધાપર ખીજાવું. સખીયોના પ્રપંચથી છેવટે રાધાજીએ પોતાની સખીઓને લઇને ગોરસ વેચવા જવું.

પ્ર. ૩—દાણલીલા. શ્રીકૃષ્ણની તથા ગોવાળીયાઓની ગમ્મત. કન્યાઓનું ગોરસ વેચવા આવવું. શ્રીકૃષ્ણ તેમની પાસે દાણ માગે છે. રાધા, લલિતા તથા બીજી સખીઓ આનાકાની કરે

છે. છેવટે દાણ આપે છે. શ્રીકૃષ્ણ તથા રાધાજીનો
પ્રસંગ.

પ્ર. ૪—ઋષભ તથા લલિતાનો સંસાર વ્યવહાર.

પ્ર. ૫—રાધાજી શ્રીકૃષ્ણની રાહ જોઈ બેઠાં છે એટલામાં કૃ
આવે છે. રાધાજીનું રૂસણું.

પ્ર. ૬—નંદરાયજી તથા ગોવાળીયા મળી, ગોવર્ધન પર્વતનો ઓચ્છ
કરવાનો ઠરાવ કરે છે. એટલામાં નારદજી ઇંદ્રને તેડી લા
છે ને તેને ઉશ્કેરે છે, તેથી ઇંદ્ર ગુસ્સે થઈ સર્વને શીક્ષ
કરવા સારૂ જાય છે.

પ્ર. ૭—**ગોવર્ધન પર્વત**—ગોકુળવાસી તથા વ્રજવાસીઓ ગોવર્ધનનં
ઓચ્છવ કરે છે એટલામાં ઇંદ્ર વરસાદને મોકલે છે. વ
સાદ, વિજળીઓ ને પવન સાથે તુટી પડે છે. ગોકુળ અ
વ્રજ તણાય છે તેથી તેમાંના રહેવાસીઓ કોલાહલ ક
કૃષ્ણની પ્રાર્થના કરે છે. શ્રીકૃષ્ણ પોતાની ટચલી આંગ
ળીપર પર્વતને તોળે છે. ઇંદ્ર તથા નારદ આવે છે. ગો
ળવાસી અને વ્રજવાસીઓનો શ્રીકૃષ્ણે બચાવ કર્યો તે
તેને પરમાત્મા જાણી ઇંદ્ર, વરસાદ વિગેરે બંધ કરે
આથી ઇંદ્રનો ગર્વ ઉતરે છે ને બધા શ્રીકૃષ્ણની સ્તુ
કરે છે.

---

## અંક ૨ જો.

પ્ર. ૧—રાધા તથા લલિતાની સખી ભાવનાની ગમ્મત. શ્રીકૃ
માલણ વેશે આવીને રાધાને મનાવે છે.

પ્ર. ૨—લલિતા બહાર ગઈ છે તેથી ઋષભ ખીજાય છે, તેટલા
લલિતાનો ભાઈ તથા ભાભી આવે છે તેમને ઋષભ પ્ર
ચથી વિદાય કરે છે. લલિતા આવે છે. તેને ઋષભ મ
છે. શ્રીકૃષ્ણની વાંસળી સાંભળી લલિતાનું ચિત્ત આક
છે. પતિ પાસે જવાની યાચના કરે છે. ઋષભ જવા, દે

નથી. તેને ઘરમાં પુરે છે. લલિતા પ્રેમલક્ષણા ભક્તિના દોરમાંને દોરમાં મૃત્યુવશ થાય છે.

૩—**રાસલીલા**—લલિતાનો સૂક્ષ્મદેહ શ્રીકૃષ્ણનાં ચરણકમલમાં નમે છે. શ્રીકૃષ્ણ તેનો ઉદ્ધાર કરે છે. આ સીનમાં શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધમાં કહેલા કૃષ્ણાવતારના રહસ્યનું સ્પષ્ટી કરણ કરવામાં આવ્યું છે. ગોપીઓ શ્રીકૃષ્ણને કહે છે કે જો આપ પરમાત્મા હો તો અમે આપની શક્તિઓ છીએ, આપ આત્મા હો તો અમે આપની વૃત્તિઓ છીએ આપ દેહ હો તો અમે આપની ઇંદ્રિયો છીએ અને સામાન્ય પુરૂષ હો તો અમે આપની સ્ત્રીયો છીએ. તેવીજ રીતે રાસલીલાનો અર્થ હાલના જમાનામાં લોકો જે સ્થુલ ભાવમાં લે છે તેનું પણ રહસ્ય સમજાવવામાં આવ્યું છે. શ્રીકૃષ્ણે ગોપીઓને આપેલો ઉપદેશ. ગોપીઓની શ્રીકૃષ્ણ પ્રત્યેની પ્રેમલક્ષણા ભક્તિની પરાકાષ્ટા.

૪—કૃષ્ણ તથા બળભદ્રને તેડવા અક્રુરજી આવેલ છે તે ઋષભને મળે છે. ઋષભ તેમને નંદરાયનું ઘર બતાવે છે અક્રુરજી નંદરાયને “તમને તમારા પુત્રો સહીત કંસ ધનુર્યાગ કરે છે તેમાં બોલાવેલ છે” એમ કહી તેડી જાય છે. કૃષ્ણ ઋષભને પણ સાથે લઇ જાય છે. રાધા, કૃષ્ણ સાથે જવા તૈયારી કરે છે. કૃષ્ણ તેડી જતા નથી.

૫—**કંસની કચેરી**—શ્રીકૃષ્ણને મારવા કંસના પ્રયત્નો. પોતાના પિતા, તથા બહેન તથા બનેવીની બુરી હાલત કરી પાંજરામાં પુર્યા છે. એટલામાં નંદરાયજી પોતાના પુત્રો સહિત આવે છે, કૃષ્ણને કંસ મલયુદ્ધ કરવા કહે છે. મલ્લયુદ્ધમાં બન્ને જીતે છે. આથી ક્રોધે ભરાઇ મ્હાવતને તેના પર હાથી છોડી મુકવા કહે છે હાથીને પણ કૃષ્ણ મારે છે ને છેવટે કંસને મારી નાંખી તેનું માથું તેના સસરા જરાસંધ પાસે મોકલે છે. ને પોતે દ્વારીકામાં જવા સારૂ સર્વને મહેલમાં મોકલે છે. ત્યાં રાધા આવે છે. રાધા, સાથે લઈ જવા યાચના કરે છે. શ્રીકૃષ્ણ મહેલ ઉઘાડે છે. રાધા જોગણ વેશ ધરે છે.

---

જી રહે છે ને યુવાવસ્થા આવે છે. પતિ પત્નિ પ્રભુનો ઉપકાર માને છે.

૬—શ્રીકૃષ્ણ ભક્તદાસનું નામ ધારણ કરીને રાધાને વનમાંથી દોરી લાવે છે. પ્રેમભાવનાની પરાકાષ્ટા.

૭—સત્યભામા રૂકિમણીને લક્ષ્મીની મૂર્તિ જાણી પગે લાગે છે. કૃષ્ણ આવી કહે છે કે એ રૂકિમણી છે. ત્યારે સત્યભામાને લક્ષ્મીજીની મૂર્તિ માટે શંકા પડે છે. અપ્સરાને પૂછે છે તે કહે છે કે ઇંદ્ર કહેશે, તેથી રૂકિમણી ઇંદ્રને બોલાવે છે. પૂછતાં, ઇંદ્ર કહે છે કે તમે લક્ષ્મી નહિ પણ આ (રૂકિમણી) છે. ટ્રહ્મા, શંકર, બધા કહે છે કે તમે લક્ષ્મી નહિ. સત્યભામાને કોઈનું માન્યામાં આવતું નથી છેવટે શ્રીકૃષ્ણ કહે છે કે આ આસનપર લક્ષ્મીજીજ ચડી શકશે. તેમ હો તો પધારો, સત્યભામા પગથીએ ચોંટી જાય છે. મુક્ત થવા શ્રીકૃષ્ણને યાચે છે. શ્રીકૃષ્ણ ભક્તિ માર્ગ બતાવે છે. સત્યભામા ભક્તિને બોલાવે છે. રાધા આવે છે, મોક્ષના માર્ગની સમજ પાડે છે. સત્યભામાનો ગર્વ ઉતરે છે. તેની યાચનાથી શ્રીકૃષ્ણજી ચતુર્ભુજ રૂપે દર્શન આપે છે. છેવટે આનંદ.





श्री

# કૃષ્ણ ચરિત્ર.

## નાટકનાં ગાયનો.

અંક ૧ લો.

(૧)

મંગલ ગાઓ ગાઓ પ્રભુ યશ,
આનંદ આનંદ થાય સદાય સહુ ગૃહે;
વિમલ ભક્તિ રસ વહે સુખી થાઓ—મંગલ.
કૃષ્ણ કથામૃત પાવનકારી પ્રીતે ગાઓ,
સેવા સંતો આવો, પ્રેમ રસ લ્હાવો—મંગલ.

(૨) (2)

ગાઉં ગાઉં ગુણ પ્રભુના, યશ વિભુના, સ્નેહ ધરીને,
શુભ મતિ આપો દયા કરીને;
નામું શીશ હે જગદિશ પ્રેમ ધરીને—ગાઉં.
દૈત્યોના સંહાર માટે, દેવો તણા કોડ પુરવા કાજે;
અવનિમાં અવતાર ધારી, ભક્ત ઉદ્ધાર્યા,
વંદન કરૂં હું શ્રી હરિને—ગાઉં.

**આપ:—** ( ૩ )

પ્રગટ થયા નારાયણ વ્રજ ભૂમીપર,
દેવ કાર્ય કરવાને માટે શ્રી શ્યામ સુંદર—વ્રજ.
વિકટ કળી તણી પ્રબળ છાયા જોઈ,
સંસાર વિષે ભક્તિ ધર્મનો,
માર્ગ વિસ્તારવાને માટે;
જીવોના ઉદ્ધારને કાજે કરૂણા કરીને પધાર્યા છે નટવર.

**કન્યાઓ:—** ( ૪ )

ચાલો ચાલો સખી જમનાંજીમાં ન્હાવાને કાજે,
વ્રત આચરીએ એવી વીધે જે કુળવતીને છાજે—ચાલો

**રાધા**—કાત્યાયની વ્રત જે કરે, કુંવારી કન્યાય,
પામે વર મન માનતો, એવો છે મહિમાય;
**કન્યા**—આશીષ માતની માગી લઈએ આ.........જે—ચાલો

**નાનુડી:—** ( ૫ )

બાઈરે શામળીઓ લાલા છે લટકાળો, રૂપાળો એતો,
લાગે મતવાળો મને વ્હાલો—શામળીયો.
છેડો મારો પકડે છબીલો,
છાનો રહી છોગાળો;
ચેલો મધુરી મોરલીવાળો, રૂડો રઢીયાળો
છબીલો રસીક નંદલાલો.
હું તો પરણી કાનડ કાળો—શામળીયો.

( ૬ )

**કૃષ્ણ:**—સામી શરદપૂર્ણિમાની રાત્રીને વિષે,
સર્વ સુંદરી રમાડું રાસને વિષે.
**કન્યાઓ:**—નિત્ય હૃદય વસજો, ક્ષણું ન ખસજો

**રાધા:**—આશા આપી તે શ્રી નાથજી નીભાવજો,
સ્નેહ બંધે બંધાઈ વ્હેલા આવજો પ્રભુ.
**કન્યાઓ:**—ઉભી હાથ જોડી જાચે એમ દાસીઓ તમામ.

**કૃષ્ણ:**—એટલે ગોરી થાએ કાન્તિ મોરી.

**રાધા:**—ગોરી કાંતિ ચિત્ત મારૂં લઇ લ્યે ચોરી,

હું તો એમ તો ન આપું પ્રેમ પાન રંગ ધેલડા—**આપ.**

( ૧૧ )

**રાધા:**—અલીઓ ! અલબેલો કેમ નાવે ?

બેભાન કરી સાન કાં ભુલાવે ?—અલબેલો.

સેજ સમારી હું વાટ જોઈ રહી,

પ્રીતમજી પણ ટવળાવે,

હવે હુંથી નહી રહેવાય,

મન આકુળ વ્યાકુળ થાય, મતિ ભમી જતી;

છળ કરીને, છેતરીને એ,

કાં અલી અકળાવે ?—અલબેલો.

( ૧૨ )

**કૃષ્ણ:**—કુમુદિની સમ તુજ કાન્તિ વિકાસી,

કાન્ત શશી રહ્યો પાન પીપાસી;

હારે સુવાસીની કુસુમ વિલાસીની,

થાઓ સુખવાસી,

આવો થાઓ સુખવાસી.

**રાધા:**— ( ૧૩ )

જાઓ શ્યામ જાઓ મુને ના સતાવો,

રાત્રે વેરણ સંગ રંગ રમ્યા.

જાઓ જાઓજી હવે મને શ્યાને બનાવો—મુને.

શામ પીયા મને શીદ બોલાવો, ?

ઘરઘર ભટકો શરમ ન લાવો,

શીદ મુજને બગાડીને ફુલાવો—મુને.

**નારદ:**— ( ૧૪ )

કોણ કળે ગતિ તુજ શી પ્રતિ,

(૧૫)

સુરને અસુર સહુ ભુલ્યા મોહી,
ઋષિને મુનીઓ રહે જોઈ,
અકળ અગમ વિસ્તરી રચના,
પ્હોંચે ન મતિ—કોણ.

(૧૫)

દાણ માગેરે દાણ માગે,
કાનો કાંકરી મારે તો મને વાગે રે-દાણ,
કાનો કીયા મલકનો દાણી,
મારી નવરંગ ચુંદડી તાણી રે-દાણ,
કાનો કીયા મલકનો સુબો,
મારી વાટડી રોકીને ફરને ઉભો રે-દાણ,

(૧૬)

નમો ગોપાળ નંદ નંદન ગોવીંદ નમો,
શ્રી ગોકુલચંદ નમો
પુરણાનંદને, બાલ મુકુંદને,
દેવ સકલ વંધ નમો—નમો,
કાલિય ગંજન હરિ નમો
વંદુ આત્મારામ,
પુરણ પુરૂષોત્તમ નમો
સદાય પુરણ કામ,
ગોવર્ધન હાથે ધર્યો
ગોકુલ ઉધ્ધાર કર્યો,
ઇંદ્ર તણો ગર્વ હર્યો,
એ આનંદ કંદ નમો—નમો



## અંક ૨ જો.

---

**રાધાઃ**— (૧૭)

મુજ બળવંતા કંથ જોઈ મન રાચે, હર્ષ
પામી હું તો પુરણ પુણ્યે એવા સ્વામિ ગુણ નિધાન
ઇંદ્ર સરખા દેવતા જેનાં ચરણ કમળમાં નમીને યાચે-
સ્વરૂપ જોઇને લજાઈ રતિ પતિ,
છુપાયો સુંદર સ્યામ નયનની જ્યોતિ મહીં.
મોહી હું એ ઝલકૂ-તરંગે, ઉમંગે,
સંગે કંથને રમવા આતુર મુજ મન નાચે-મુજ

**લલિતાઃ**— (૧૮)

સૌના છે સમાન ભગવાન સૌના છે સમાન
પ્યારારે ગોપીઓના કાન-ભગવાન.
કાળાં કે બહુ રૂપાળાં,
ડાહ્યાં ડોરાં ઘેલાં કાલાં,
એને મન વ્હાલાં છે તમામ-પ્યારારે
ઉંચ નીચ જાતીવાળાં,
પાપી કે હો પુન્ય વાળા
રહેમી રહ્યો સૌમાં મારો રામ-પ્યારારે

(૧૯)

**કૃષ્ણઃ**—ફુલ લેજોરે રંગીલાં સુંદર ફુલ લેજોરે,
મારાં ફુલ તણાં નથી મૂલ-સુંદર.
ફુલ લેજોરે રસીલાં નાજુક ફુલ લેજોરે.
હું તો વેચું છું પ્રેમને મૂલ—સુંદર,

**રાધાઃ**— (૨૦)

નંદજીનો છેલો જાદુનો ભરેલો,
જાદુનો ભરેલો છે છાકમાં છકેલો-નંદજીનો.

કાળી કીકીની માંહી કામણુ ભરેલુ છે.
મંદ મુરકીમાં મોહન મંત્ર,
જાણે જીવનનો જંત્ર,
પ્રાણુ કરે પર તંત્ર,
વાણીમાં લોભાવી બાલા,
ભોળીને ફસાવે ફંદે ભરેલો-નંદજીનો-

( ૨૧ )

કહોજી રાજા આજ કેમ આવીયા મનાઈને, ?
રહ્યું ન જાય તુજ વીણુ રસીલી......રાજા.
મુજને તું વ્હાલી લાગે સૌથી રસઘેલડી,
-તુજ પ્રીતિ મુજ જીવનવેલી,
વેલી ફાલો તુજ.
હૈયે ઝુલો મુજ.........આજ.

( ૨૨ )

મીઠી વાગે વાંસળી,
કાંઇ મોહન મંત્ર રેલીને લોભાવે-મીઠી.
ટહુકી બોલાવતી પ્રીતમ પાસે,
ભાન ભુલી ગઈ બની છું બ્હાવરી પ્રેમભાવે-મીઠી.

( ૨૩ )

રસીક પીયા આશું બોલો ?
કાં પ્રભુ કઠણુ થયા ?—રસીક.
પ્રાણુ સાથે પ્રોઈ દીધી,
પ્રીતિ બંધે બાંધી લીધી;
હવે કાં છળો આમ રંગ રસીયા ?—રસીક.

( ૨૪ )

રાસ.

શરદ પુનેમની સુંદર રાત્રી ખીલીરે,
મોહીની માયા મનોહર રાસે રમેરે;
આકાશ કેરો રૂડો માંડવો બનાવ્યો,
રંગ રમવાને.



# નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

પ્ર. ૧—ઇસ સ્તવન-નાટકના ઉદ્દેશનું સુચન.

પ્ર. ૨—ધનાશાને ઘેર તેની નાની દીકરી કમળાનું માગું કરવા કરમચંદ અને રતનચંદ આવે છે. મોટી દીકરીને પરણાવ્યા શિવાય નાનીને નહિ પરણાવું એવો ધનાશા પોતાનો વિચાર દર્શાવે છે. એટલામાં રમણ અને તેનો નોકર ધનીઓ પણ કમળાનું માગું કરવા આવે છે, કમળાને ભણાવવા એક શાસ્ત્રી જોઇએ છીએ એમ સાંભળી રમણ પોતે શાસ્ત્રી બાવા બની જવાનો વિચાર કરેછે અને ધનીઆને પોતાનાં કપડાં પહેરાવી રમણ બનાવી દેછે

પ્ર. ૩—વિજયપુરથી કૃત્તાશા પોતાના નોકરને લઇને કુસુમપુર પોતાના મિત્ર રતનચંદને ત્યાં આવી પહોચે છે, કૃત્તાશાનો બાપ મરી ગયાથી તે પઇસા લઇને પ્રવાસે નીકળ્યો છે. અને પોતાને માટે તેને લાયક કન્યા શોધી કાઢવી છે, ત્યાં તેને રતનચંદ કરક્ષા સાથે પરણવાનું કહેછે, તેથી કૃત્તાશા ધનાશાને ઘેર તેનું માગું કરવા જાય છે.

પ્ર. ૪—વિમળા કમળાને બહુ દુઃખ દેતી તેથી તેને પાસેના ગામમાં માણેકઠારી પુનેમનો મેળો જોવા ધનાશા લઈ જાય છે:

તેમાં બાપનું કહ્યું ન માનવું અને ઇચ્છીત વરને વરવામાં કાંઈ શાસ્ત્રનો બાધ આવતો નથી એમ સમજાવે છે.

પ્ર. ૩—વિમળાનાં લગ્નનો દીવસ છે. સૌ કુતાશા જમાઈરાજની વાટ જોઈને ઉભું છે. પણ જમાઈરાજનું હજી કાંઈ ઠેકાણું નથી. છેવટ માથે શીકળ બાંધીને, સત્તરશો થીગડાં વાળું અંગરખું પહેરીને, ફાટલ બાસદાં પહેરીને કેડે શીકરી વીંટીને વરરાજા પધારે છે. પરણીને એકદમ છેડા છોડ્યા શિવાય, અને ખવાનો આગ્રહ છતાં જમ્યા પણ શિવાય. જમાઈરાજ વિમળાને પકડીને ચાલતા થાય છે.

પ્ર. ૪—જમાઈરાજ પોતાને ઘેર આવે છે. ઓને સુધારવા માટે હરેક જાતની ગોઠવણો પહેલેથી કરાવી રાખે છે. તે પ્રમાણે હરેક નોકરો કરે છે. વિમળાને પહેલેથીજ પોતાનો ત્રાસ બેસારવા અને એની સામે કાંઈજ નહિ બોલી શકાય, એમ એના મનમાં ઠસાવવા રસોઈઆને તથા બીજા નોકરને ખાનાં ફટકા મારે છે. બિમળા બિચારી બીકમાંને બીકમાં કશું બોલી શકતી નથી. કુતાશા તેને જમવા દેતો નથી અને હાથ ઝાલીને અંદર લઈ જાય છે.

પ્ર. ૫—શેઠ પરણ્યા અને નોકર પણ પરણ્યા. બાળુઆના અને પાર્વતીના ગૃહ સંસારનું દિગદર્શન, પાર્વતી અને વણીશંકરની વાતચીત.

પ્ર. ૬—પાર્વતીનું પાગળ–બાળુઆનો પાર્વતીને પકડવાનો પ્રયત્ન, પણ સામો પોતેજ પકડાય છે. સમરા આવી સમાધાન કરે છે.



## અંક ૩ જો.

પ્ર. ૧—કમળા અને સખીઓ. સ્ત્રી વેશે રતનચંદ તેનો તિરસ્કાર. રમણ અને કમળા નાસી જાય છે. અને ગાંધર્વ લગ્ન કરે છે,

પ્ર. ૨—ધનીઓ અને મણીઓ એક ડોસો શોધી કાઢીને તેરે રમણનો બાપ બનાવે છે.

પ્ર. ૩—વિમળા ભુખી હતી તેથી ભાણીઆ પાસે ખાવાનું માગે છે. ભાણીઓ કહે છે કે શેઠ ને ખબર પડે તો મારી નાખે, પછી દરજી, સોની, કાપડ વાળો વિગેરે આવે છે તેને પણ મારીને ધમકાવી કાઢે છે. આથી વિમળા નરમ થાય છે.

પ્ર. ૪—કૃતાશા વિમળાને તેના બાપને ઘેર તેડી જાય છે. રસ્તામાં બે જણાંને તકરાર છે. કૃતાશા વિમળાને સુધારવા માટેજ સૂર્ય ઉગ્યો છે છતાં કહે છે કે ચંદ્ર ઉગ્યો છે, છેવટ વિમળા પતિને આધીન થાય છે. એક ડોસો નીકળે છે તેને કૃત્તાશા કહે છે કે આ કુમારિકા છે છેવટ વિમળા પોતાનો પતિ જેમ કહે છે તેમ હા પાડે છે.

પ્ર. ૫—રમણનો ખરો બાપ તેને ઘેર આવે છે. ખરા તથા ખોટા બાપની તકરાર ભેદનું ભાગવું. રમણ માફી માગે છે અને કહે છે કે મારે કમળાને પરણવી હત્તી તેથી આ બધું કરવું પડ્યું.

પ્ર. ૬—કૃત્તાશા, રમણ તથા રતનચંદ સાથે વાતચિત માંહોમાંહે તકરાર થાય છે. એક કહે છે કે મારી બાઇડી આજ્ઞા પાળનારી અને બીજો કહે છે કે મારી છેવટ સરત થાય છે. કૃત્તાશા જીતે છે. વિમળા સુધરી ગઇ તેથી સૌને આશ્ચર્ય થાય છે. વિમળા પોતાની બેનને પતિવ્રતાનો ધર્મ સમજાવે છે, આનંદ સાથે સમાપ્તિ.

# પાત્રાનું લીસ્ટ.

---

## પુરૂષ વર્ગ.

ધનાશા—એક નગર શેઠ.

રતનચંદ ⎫
કરમચંદ ⎭ કમળાને વરવા ઇચ્છનાર

કુત્તાશા—વિમળાનો પતિ,

રમણ—કમળાનો પતિ;

આણીયો—કુત્તાશાહનો નોકર.

શંભુસીંહ—રમણનો બાપ,

## સ્ત્રી વર્ગ.

વિમળા ઉર્ફે કરક્ષાબાઈ—કુત્તાશાની સ્ત્રી.

કમળા—ધનાશાની પુત્રી-રમણની સ્ત્રી. વિમળાની બ્હેન.

પાર્વતી—વીશીવાળી,

મોતી—વીશી વાળીની ચાકરડી;

વેણી—કમળાની સખી.

**અમાશાઃ—** ( ૩ ).

નિશદિન મુજ હ્રદય બળતું
ક્યારે પુત્રી આ વરે ?
ક્લેશને કંકાસ ઘડી ના,
હે પ્રભુ ! ઘરમાં મટે— નિશદિન૦
ભાવથી નહીં અન્ન ભાવે સુખ ક્યાંઈ મળે નહીં:
શોધ સઘળે બહુ કરાવી,
કોઇ વર તો નવ મળે— નિશ.

**વિમળાઃ—** ( ૪ )

ના—ના—ના—જીવન બગાડું મારૂં કદિ,
આવો વામી વર વરી જે હરામી—ના.
પરણીને પરતંત્ર થવું ના, સ્હેવું સંકટ એ કદિના.
કિધું જે કરશે, મમ હ્રદય તે ઠરશે.
તેને વરવું... ... ... ...જા—ના.

**મણીઓઃ—** ( ૫ )

અરે વા'રે મારા શેઠીઆ, રે વાહરે મારા શેઠીયા;
શેઠ તો બન્યા છે રૂપાળા.

**રમણઃ**—ચુપ મુંગો મરી રે'ને અલ્યા મણીયા,
હવે તું કરે શીદ આ ચાળા.

**મણીઓઃ**—( શેઠ બન્યા છે. )

**મનીયોઃ**—( બહુ રૂપાળા. )

**મનીઓઃ**—( એક ઘડીનો શેઠ બન્યો હું )

**મણીઓઃ**—( ઠાઠ માઠમાં ઠીક રહ્યો છું )

**રમણઃ**—( મુંગો મર, નહીં તો હું મારૂં )

**મણીયોઃ**—( એમ ? )
( ઠીક દીપો છો શેઠજી મારા ),
( બહુ દીપે દેદાર તમારા )

**રમણઃ**—ચુપ મુંગો મરી રે'ને અલ્યા મણીયા,
હવે તું કરે શીદ આ ચાળા......અરે.

( ૬ )

કૃત્તાશાઃ—વઈ પ્રેમથી પ્રવીણનારી વૃત્તિ પ્રબળ થઇ છે એ મારી,
મનમાં નિશદિન એમ રહે છે, "નારી છે ઘર દિપાવનારી."

રતનઃ—પુરી આશ તારી ગિરધારી, સુખરૂપ કરજે તુજ છું દગાની.
પ્રભુ પાસ ઇચ્છું હું એવું, મ્હેર કરો બંસી ધારી,

કૃત્તાશાઃ—આ છે સુખનું મુળ સાધન તે સાર લઇને અંતરમાં
પ્રેમે પતિની સેવા કરવા, ટેક ધરી જોગે મનમાં—તે વઈ.

( ૭ )

કરમઃ—નારી સુંદર એ મારી છે તારે શું લાગે વળગે.

રતનઃ—જારેજા ... ... ... ... ...નારી.
એ તો મુજને વ્હાલી છે.

કરમઃ—જારેજા.

રતનઃ—પ્રેમ થકી હું પાળું એને સ્નેહે પરણું હું તેને

કૃત્તાશાઃ—વારેવા....................
હું શું પરણ્યામાં સમજે છે.

રતનઃ—હારેહા
દિલરૂબા એ દિલબર મારી સુંદર સુખ—
દેનારી છે.

કરમઃ—વારેવા.

રતનઃ—પ્રેમ પુતળી મારી છે.

કૃત્તાશાઃ—વારેવા... ... ... ... ...નારી.

પાર્વતિઃ— ( ૮ )

હું તો ભોળી ભાળી (૨) ચાલ ચટકાળાળી છે રૂપાળી.
હું તો રંગીલી, હું છું છબીલી—હું તો.
નંગે જડાવી મેં સોને મઢાવી મેં
કેવી દિપે છે વાળી આ સારી
પહેરીને, આ સાડી, ઓઢીને, આલું જો

સહુ જાણે કે હાથણી મતવાલી
હું તો રંગીલી, હું છું છબીલી—હું તો.

( ૯ )

રમણઃ—કામી દૂરરે જાતું જાતું અહીંથી દુર જા.
જતો કરૂં દિલ દયા ધરી તેને હું આજ
ચલહટ્ ચલહટ્ ચલહટ્ ચલહટ્... ...કામી.
રતનઃ—મહેર કરોને મયાળુ, દુઃખડાં હરો, ઉગારી લ્યો, દિનબંધુ
રમણઃ—પાપી તું નાદાની ગુમાની શેતાની તજી જાને-
જાને જાને આવાર
ચલ હટ્ ચલ હટ્ ચલ હટ્ ચલ હટ્—કામી

( ૧૦ )

કમળાઃ—રોજ ઠાલી ભુલી કાં બ્હેન સતાવે આમ તું–રોજ.
શીદ રોજ મને અકળાવે.
કાં પ્રભુનો ડર નવ લાગે સતાવે આમશું–રોજ.
દિલ દયા કંઈ ધારો, જરા વિચારો, પછી રીબાવો,
શીદ આમ કરો, કંઇ રહેમ ધરો.
વિમળાઃ—જાને લુચ્ચી એ ઠગારી, જાણું છું ઠગાઈ સહુ હું;
ગમે તેમ બોલ તું–રોજ.

( ૧૧ )

કમળાઃ—જ્યાં સુખ નવ લેશ પમાય ત્યાં રહેવાય નહીં રે હોય.
નજરે દીઠું એ કેમ જાયે...............જ્યાં.
ગરીબ તણું ઘર છે બહુ સારૂં
સુખમાં કે, દુઃખ માંહે,
સહુ જાણે ગરીબ એ સ્હેવાયે..........જ્યાં.

( ૧૨ )

વિમળાઃ—જોજે ચીબાવલી છોકરીરે, ઉતારૂં તારો હું તોર
હેરાન બહુ કરૂં રે—જોજે.

ખાઉં નહીં ખાવા દઉં નહીં હું,
નહીં દઉં કરવાનું કામ, હેરાન બહુ કરું રે—જોને.
મારી મારી તારું જોર ઉતારું,
રોજ સતાવું જો આમ, હેરાન બહુ કરું રે—જોને.

5 ( ૧૩ )

તાન:—મેં ખાધો છે માર રાંડ ડાકણી છે નાર,
ફ્રેo—જુઓ પરણી આવ્યા આ બાઈ,
રમણ:—અરે વ્હા વ્હા વ્હા વ્હા.
તાન:—ગુસ્સે થઈ બહુ લાતો લગાવી,
ફ્રેo—જુઓ પરણી આવ્યા આ બાઇ,
રમણ:—અરે વ્હા વ્હા વ્હા વ્હા... ... ... મેં ખાધો.
ધનીયો:—( ખાધો છે માર )
રમણ:—( લે લેતો જા પ્યાર )
તાન:—( મુઈ રાંડ એ ગમાર )
ફ્રેo—( હું તો એને વરનાર )
તાન:—( માનો થાશો ખુઆર, ખાશો અત્રાય માર )
ફ્રેત્તા:—( હવે જારે ગમાર, તેને વશ હું કરનાર )
ધનીયો:—અરે વ્હા વ્હા વ્હા વ્હા.
રમણ:—માર ખાઓ, રાજી થાઓ
ફ્રેત્તા:—શું સમજાવો
તાન:—જલદી જાવા દો... ... ... ખાધો,

( ૧૪ ) ૯—

ફ્રેત્તા:—મમતા ધરીને પરણું હું સુંદર સુઘટ
નારી એ પ્યારી, છેવટ પરણું હું કો રીતે
વાક બાણે ચરરરરર
રીશ જોઇ થરરરરર,
મનડું ધડકે, ફડકે બ્હીને જોઈ રીશ બમરના
બાલાએ—

( ૧૫ )

વિમળાઃ—જાને કામી હરામી નાદાન
માર ખાઇશ જા ઓ હેવાન.

ફત્તાઃ—પ્યારી માન, વ્હાલી માન, મારૂં કહેવું તું માન.

વિમળાઃ—કામી તું કોપને કાંસે ફસાઈ કાં માગે છે
મ્હોત અકાળ.
હેરાન થા કાં બેભાન—પ્યારી—જાને.

( ૧૬ )

ફત્તાઃ—પ્યારી મારી હસાવો હસી પ્રીતથી

વિમળાઃ—રીતથી બોલજો રીતથી—પ્યારી.

ફત્તાઃ—છેલો છબીલો તને વરનાર છું
માનો પ્રિયા મારી.

વિમળાઃ—( છે શરમ ચલ હટ )

ફત્તાઃ—લ્હાણા લુટો સારી

વિમળાઃ( દૂર ખસ જા ઝટ પટ )

ફત્તાઃ—માનો માનો પ્યારી.

વિમળાઃ—( દૂર થાતું ચલ ઝટ )

ફત્તાઃ—માનો માનો પ્યારી

વિમળાઃ—જાઓ નિર્લજ નપટ જલદી જા તું દૂર થા.



## અંક ૨ જો.

**ધનાશા:—** ( ૧૭ )

તાત નવ ધરે, આપ તન પરે
દિલ દયા જો લગારરે—તાત.
શ્રી હરી અતિશય સંતાપે, હિયે ન સુખ તસ બારરે;
પિતા બાળક જો દુભાવે, દુભાયે વિશ્વાધારરે-તાત.
અકળ ગતિ મતિ ન્યારી વિભુની કો પામે નવ પારરે,
સાર સમજી શુભ શીખામણ ઉર મહીં તું ધારરે-તાત.

**કરમ:—** ( ૧૮ )

કરીને મ્હેર મુને પુત્રી આપો એ તમારી,
બધું કુરબાન મારે જો મળે એ પ્રાણપ્યારી-કરી.
પ્રેમે પેખી પ્રેમદા હર્ષ વધે છે અપાર,
ઉપકારી મુજને કરો જાણો જગ મોઝાર;
પ્રેમથી રાખું હું ગણું જીવજાન મારી,
ધન દોલત સઘળી આપી હું દઉં મારી;
વારૂં જીવજાન સર્વે પ્રેમથી મળે જો પ્યારી-કરી.

**ધનીઓ:—** ( ૧૯ )

કામી શું તું થઈશ સુખી અતિ,
દુષ્ટ ! વામી ! ઝાળ ઉઠી રહી મને તનમાં-કામી.
રોમ રોમ લાગી ઝાળ ઝાળ ઝાળ ઝાળ
હું વરૂં બસ એને ક્ષણમાં... ... ... ...કામી.
કાં હેવાન, ભુલી ભાન, થા નાદાન, કરૂં ખુવાર.
હા અત્યારે, પણ છે મારે, એને જો વરૂં,
શાંતી થાય મુજ મનમાં... ... ... ...કામી.

**રમણ:—** ( ૨૦ )

નાંહી પામ્યો, ના હું વિરમ્યો,
પ્યારી મારી, દુખકારી.

પ્રેમ પ્યારી મીઠો તારો
તારો રસીલી.
મારે ઉર આનંદ ભારે, પ્રિય મુને જો સ્વીકારે;
પ્યારી આતે શાં પ્રીતે રૂસણાં
પ્રીતે રૂસણાં.

( ૨૧ )

રમણ:—
જે વીધીયે લખીયા લેખ, કદિએ ટાળ્યા નહીં ટળશે;
કોઇ ગર્વ જો કરશેરે, ક્ષણમાં વિભુજી સંહરશે.—જે.
પ્રભુ દરબારે, નહીંરે અન્યાય
કૃત્ય જેવાં ફળ મળશેરે સદાય;
દૈવને શું દોષ આપો, કરશે તેવું સૌ ભરશે.—જે વીધીયે.

( ૨૨ )

કમળા:—
અરેરે.....નીતીનું નહીં જેને નામ.
સુખે નહીં એ વસે
દુઃખી હમેશાં થશે,
પ્રભુના, ઘરના, બધાં દોષિત એ ઠરશે. અરેરે૦
નીતી ગૃહી જે ચાલશે સુખી કરશે જે બાળ,
અધિકું તેને આપશે, સુખ પ્રભુ દયાળ. અરેરે૦

( ૨૩ )

રૂપતારા:—
ચાલ પ્યારી નવેલી, કોમળવેલી ઓ રસઘેલી–ચાલ.
મન મહીં ક્ષણ ક્ષણ લચક-મચક તન ઠરી રહી–ચાલ
વિમળા:—વરાવી મુને, મમ તાતે દુઃખિયારી કીધી,
વણ સમજે એણે મુને તમોને સોંપી દીધી,
દયા નહીં પુત્રીની જરાય દિલમાંહી લીધી,
કરે જેમ વૈરીને એમ સખ્ત સજા મુને દીધી–મન મહીં.

( ૨૪ )

માણીયો:—
અકડાઈ ગયો, જકડાઈ ગયો, બહુ થાક લાગ્યો છે ભાઈ.
( અરરરર હાશ હાશ )

સુખ ઠામ દીઠું નહીં કોઇ, અરથી આવરદા ખોઇ
ધરી હામ, ભુલીને ભાન.
થઇ નાદાન, શેઠની સાથે ભટકશો ભાઇ. અરૂ૦
( અરરરર હાશ હાશ )

**ફત્તાશાઃ—** ( ૨૫ )

અમન ચમન કરશું બહુ પ્યારી શોક નહીં ધારો.
ફોગટ શાને ક્રોધ કરો કાં ધારો ફુધારો,
રોષ તજી દો ઓ રસઘેલી રાજી રાખો મન.

**વિમળાઃ—**ફોગટ શાંસે ફસવી મુજને શું રે બાળો તન,

**ફત્તાશાઃ—**હરખાઉં હું આજે પરણી તુજને ઓ પ્યારી,
મુઝાવું નહીં શાણી રહેવું આનંદ ઉરધારી.

**ફત્તાશાઃ—** ( ૨૬ )

ચાલ ચાલ અલબેલી, પ્યારી, રસીલી, છકેલી વાહ,
કટી તારી શી લચકાતી ચંચળ, નવેલી, વાહ.

**વિમળાઃ—**હવે જાઓને દૂર

**ફત્તાઃ—**શીદ થાઓ છો ક્રૂર

**વિમળાઃ—**હવે મૂકો ચાળા

**ફત્તાઃ—**પ્યારી ભોળી બાળા

**વિમળાઃ—**દૂર રે'જો લાલા

**ફત્તાશાઃ—**શીદ બોલો બાળા

**વિમળાઃ—**શીદ કરો ફોગટ ચાળા

**ફત્તાશાઃ—**શાણી મનોહારી તારાં મીઠાં નખરાં. ચાલ૦

**ફત્તાશાઃ—** ( ૨૭ )

વસી સુંદરી સુઘડ મનમાં તનમાં
ઠરી રહી રે હ્રદય મહીં, સુરતી રસીલી તણી
દસો છે રસિક મનમાં તનમાં. વસી૦
ચાલી ચટકે, જાદુઇ મટકે, મારી મોહ બાણોનો માર

જખમ કરીને, ચીત ચોરીને પ્રૌઢા આપે દુખ અપાર
મટકે, મનમાં, ગોરી હરી રહી.
દમકતી, ઠમકતી, ઝમકતી પદમણી
વાહ ! વાહ ! ! વાહ ! ! ! વસી૦

( ૨૮ )

ભાણીયો:—હું તો હારી ગયો, હાવ હારી ગયો
નારી નિવડી કલંક હાય હારી ગયો,
પહેલાં પરણીને પછીથી પસ્તાણો છું. હાય૦—નારી૦
સુખ નહીં દેખું, દુ:ખ દિયે મુજને
એળે જીવન ગયું હારી ગયો—નારી૦
દુ:ખ જઇ રોવું આ કોની પાસે હાય,
જીવતર ધૂળ થયું હારી ગયો, નારી૦

( ૨૯ )

પાર્વતી:—સ્નેહથી સંગમાં ઉમંગમાં રે પ્યારા ખેલીયે—સંગમાં
પ્રાણજીવન પ્રીતથી હું રમાડું રે૦
પ્રેમ મસ્ત થઇ પ્યારા ડોલીયે.
વુણશંકર:—પ્રાણ પ્યારી પ્રમદા ચતુર આ સુંદરી રે૦
પ્રિતથી રમાડું પ્યારી રંગમાં.

( ૩૦ )

પાર્વતી.—નેહે જોઉં રણઝણ કરતી પિયુને જોતી
રાજી થાઉં પ્રગટાવું પ્રીત તણી હું જ્યોતી. નેહે૦
હું છું જોબન મદમાતી
હું પિયુ સંગે હરખાતી, ઘુંઘટ પટમાંથી જોતી. નેહે૦
મારા પ્રિતમ એ પ્યારા
અલબેલી છે આ દારા
જાઉ હું મદઘેલી આ જાઉ

( ૩૧ )

**પાર્વતી:**—પ્રિય પ્રાણજીવન ઓ મારા
શિદ નાથ દુભાવો દારા. થશો દુઃખી.

**ભાણીયો:**—કદિ દયા દિલ નવ ધારૂં
તેં બહુ બગાડયું મારૂં. કર્યો દુઃખી,

**પાર્વતી:**—થશો દુઃખી પછી મમ વ્હાલા,
રે પ્રિતમ વ્હાલા લાલા. થશો દુઃખી.

**ભાણીયો:**—શંખણી:—

**પાર્વતી:**—આજ દિન પછી:—

**ભાણીયો:**—નહીં કરૂં જતી.

**પાર્વતી:**—રીશ ધરી વ્હાલા, શાને દુભાવો આદારા. થશો દુઃખી.



# અંક ત્રીજો.

( ૩૨ )

સખીયો:—

કેવી ખીલી, આ રસભીની
મ્હેની વર્ષા આ લીલી                    કેવી૦
લીલો પ્રેમથીરે ધરાએ વેશ ધર્યો.

સાખિ

ટમ ટમ વરસે મેહુલો ઘોર અંધારી રાત
વિરહે તપતી તારૂણી જુએ પિયુની વાટ.

ચમકી રહી આ, ચપળા નભમાંહી,
પ્રચંડ પડઘા વાળી
વાદળી ગાજે રે નભમાં નિરાળી સખી—

સાખિ

વાટ વ્હાલમની જોઇને ઉભી રહી અટાર
પ્રિતમમાં જીવ પોરવ્યો, ભાન નહીં તલભાર.

પિયુજી આવો, ના તલપાવો,
પ્રેમી નહીં તરસાવો                    કેવી૦
ગુણિયલ આવોરે આવોને રીઝાવો પતિ.

( ૩૩ )

કમળા:—ચિત્ત ચોર્યું ચપળા ચતુર મારી રે           ચીત્ત૦
પ્રેમ પ્રીતે લેજોને સ્વીકારી રે.
પ્રિત થકી નિત્ય પત્રો પાઠવજો                ચીત્ત૦
કરજ્યો હ્રદય શાન્ત પ્યારી રે.

( ૩૪ )

કમળા:—
જોઇને તમારો પત્ર અંતર આગથી રે આજ દાઝયું છે.
નિશદિન બળતું મન મારૂં રે જો હોલારો દાઝ

જ્યાં હો ત્યાં રહેજો. શરમ લેજો, નિરાંતે બેસજોરે. જો૦
નહિ વરૂં હું તમને શાને પત્ર લખો આવા,
જે ધરી મનમાં ટેક, તોડું નહીં છેક, નક્કી એ જાણજો રે. જો૦

( ૩૫ )

કમળા—પામી પ્રીતી હું પ્રેમી પ્રિતમની.

રમણ:—મળી મને મન માની માનની

કમળા—માન મૂકી મુજ મોહન માન્યા મ્હેર ધરી મનમાં

રમણ:—તપતાં તાપે ટાળી નેત્ર તારાં શીતળતા કરી તનમાં,
શશી સમ શોભતી શી વદની,

કમળા—રસિક રીઝયા રસ ભર્યા મારે આનંદ મે' વરસ્યા.

રમણ:—ચાલી રહી રસની રેલછેલ પીઓને પ્રેમી તરસ્યાં. પામી૦

( ૩૬ )

વિમળા—પ્રભુ આતે શો કેર; વાળે પિયુ વેર કયા જન્મનું
જાઉં પિયરમાં હું કેમ, વાળે પિયુ વેર કયા જન્મનું.
મ્હેર કરી નાંહી, તેં હરી, હું દુઃખિયારી બાળ
દુઃખણી મને કરી.

કુતારા—શાણી ઓ સુંદરી:—
અરે કેવું આ દુઃખ વાળે પિયુ વેર કયા જન્મનું, પ્રભુ

( ૩૭ )

વિમળા—સત્યજ માનું બોલ પિયુના પ્રભુ ! બધા.
કહું નહીં કાંઈ પતિ ઈશને
આજ સૂધી હું અણ સમજણથી સમજી નહીં
રડિ રડિ હવે રડે શું થાયે રે
લઉં પતિ સેવાની સહાય રે
તો ગુન્હાની માફી પમાયે રે
દિલમાંહી ધરી, વિચાર જરી;
પિયુ સેવ કરી, ભવ લઉં તરી. કહું.

(૩૮)

**શાંભુસીંહ:—**

દિલ માંહી જામે
અહો નિપ હર્ષે સુખ મન પામે. દિલ
જીવનનું ધન પુત્ર મનાયે
અતિશય સુખથી મન તો વિરામે. દિલ.

(૩૯)

**નાચનારી:—**

દેખા જાદુગરા મોરા મોહનીયા
આઓજી બાલમ યાર રંગત ચે લેલો—મોરા
મયે હું છોટી બાલા મતવારી
તુમપે આશક હો ગઈ હું
તુમસે નેહ લગો હય ભારી
પિયા મોરા મતવાલા—મોહનીયાં—

(૪૦)

**નાચનારી:—**

સાવરીયાં તોરે કયસે ઘુંઘરીયાલે બાલ.
મોહનીયાં જાદુહારે, જાદુહારે—કયસે
ચુન ચુન કલીયાં સેજ બિછાઈ
ચંપા, ચંબેલી, જુઇ, જાઈ,
મોહનીયાં કયું ન જીયા લલચાય—મો૦
બેગે આઓ બાલમા મોરા
જોબન કલીયાં મુરઝાય—મો૦ કયસે

(૪૧)

**વિમળા:—**

બ્હેનો સારી શીખામણનાં મોંઘેરાં મૂલ.
મોંઘેરાં મૂલ તેપર જીવનછે ડૂલ—બ્હેનો
પિયુ પરમેશ છે સતિ નારી તણો
સ્વામીની સેવનાએ તારોને કુળ—બ્હેનો.
સ્નેહ નજરથી નાથ નિહાળ જો
સંગે રહીને સુખ આપજો અતુલ—બ્હેનો

હે હરિ ! હે હરિ ! શક્તિ તમારી અકળીત છે.
દુ;ખો કાપી હે વિભુ સુખી કરો એ આશ અંતરે—હે૰
સતિનારી બહુ સુખી કરી. વિભુ સુખકર થાઓ
દુ:ખહર થાઓ, દયાળુ કહેવાઓ.
આપજો સુખડાં, કાપજો દુ;ખડાં
સહુ સ્થળે અમિ વરસાવી—હે હરિ.

સમાપ્ત.



# પાત્ર પરિચય.

## પુરૂષ- પાત્રો.

**રાવબહાદુર રમણકુમાર:**—એક દુનિયાદારીથી અજ્ઞાત અને બીન અનુભવી શ્રીમંત પુત્ર—

**નિલકંઠ:**—સુશીલાનો પ્રથમનો પ્રેમી, રમણકુમારનો નોકર.

**રમાનાથ:**—સુશીલાનો પિતા. અને રાવબહાદુરનો શ્વસુર.

**બાબુરાવ:**—રાવબહાદુરનો નિમકહલાલ મોટર ડ્રાઇવર.

**નંદકીશોર:**—પ્રતાપનો વૃદ્ધાવસ્થાએ ઓગણીશ વર્ષની વિધવા સાથે પુનર્લગ્ન કરવા બહાર પડેલો ફીશ્કી બાપુ.

**રંગીલ:**—નવલનો આશક.

**ગુલાબ:**—માતાના ઉદરમાંથી ઇશ્કના પાઠ શીખીને અવતરેલ એક આઠ વર્ષનો બાળક. અને બુદ્ધાનો માર્ગદર્શક

## સ્ત્રી પરીચય.

**સુશીલા:**—કાશીનાથની પુત્રી. અને રાવબહાદુરની શંકાશીલ દ્રષ્ટિમાં બેગુન્હેચગદાતી પત્નિ.

**લીલા:**—રાવબહાદુરની બ્હેન, નિલકંઠને ચ્હાનાર સ્ત્રી.

**નવલ:**—નંદકિશોરની પુત્રી. રંગીલની સ્ત્રી.

તે સિવાય—

જસ્ટીસ, ઇન્સપેક્ટર, જ્યુરી, નર્સ, ડોકટર, બેરીસ્ટરો, નોકરો નાયિકા, ગાંધીજીના અનુયાઇ, વિગેરે.



# રાવ બહાદુર

## નાટકનાં ગાયનો તથા ટુંક સાર.



મંગળાચરણ અને વસ્તુસૂચન.

સુત્રધારઃ— (૧)

પંચવદન ત્રિપુરારિ, તું અઘહારી,
ચંદ્રમૌલી પ્રણવ પદ ધારી, ન્યારી ન્યારી
કૃતિ તારી—પંચ.
ગંગ શિર ધરી સુખ કારી, કષ્ટ નિવારી
દેજો ભવ નીર તારી,
ચરણે નમું, શરણે સ્થાપી, કાપો કલિમલ સ્મરણે
તનમાં મનમાં, કૃતિમાં મતિમાં તું સ્મરહારી—પંચ

બાળાઓઃ— (૨)

દુનિયા દોરંગી ભાસે, વિચવિચ ત્યાં રંગ પ્રકાશે,
જાય ઘણાં જન જળઆશે, મૃગજળ પાસે તૃપ્તી ના થાય
રંગો એવું બતલાવે, સાચાનું જુઠું મનાવે,

ડાહ્યા દિવાના બનાવે, રંગો બેરંગી બનાવે
વ્હેમે તો ખુવાર થાતા, ભરૂસે કોઇ ભુલાતા;
કોઇ આશા રંગે, કોઇ નિરાશે રંગાઇ જાતા—દુનિયા.

પ્રવેશ પહેલો:—રાવબહાદુર રમણકુમારના નોકર નિલકંઠ સાથેના પ્રેમપાત્રોની યાદી કરતી રમાનાથની પુત્રી સુશીલા ભવિષ્યની આશાના કિલ્લા ચણી રહી છે. ત્યાં પુના રેસમાં જતાં રાવબહાદુર રમણકુમારની મોટર અટકી પડતાં, મોટર ડ્રાઇવર બાબુરાવે સુશીલા સાથે એક શ્રીમાનના પુત્ર તરીકે ઓળખાણ કરાવતાં સુશીલાનો આતિથ્ય સત્કાર બાદ વૃદ્ધ રમાનાથનું આવવું રાવબહાદુરને પુત્રીના લગ્નની ચિંતાની વાત કરતાં ખુદ રાવબહાદુરેજ તેની પુત્રી સાથે લગ્ન કરવાની ઉમેદ ધરાવતાં એક શ્રીમંતની પત્ની થવાનું પોતાની પુત્રીનું ભાગ્ય સમજી ખુશી બતાવી. નિલકંઠ સાથે લગ્ન કરવાની ઉમેદ ધરાવતી સુશીલા પિતાના ધર્મસંકટે રાવબહાદુરની પત્ની બન્ને છે.

**સુશીલા:—** (૩)

દુઃખદ જગમાંહી, પ્રીતિ વિપરીત,
કનક વિષભર ઘટ એવી એ ખચિત્ત-
કસોટી કરીને કરે જન બહુ પ્રિત પણ;
બિચારાં રવડી મરે, સહે દુઃખ નિજ ચિત-દુઃખદ

**શુશીલા—રમણકુમાર:—** (૪)

પ્રણય મંદીરને દ્વાર, અજબ ઐક્યના પ્રકાર;
રસિક રસ કુંજે, રસ સર રેલાવશો ! !
ચાહે એને સૌ ચ્હાય, વગર મુલે વેચાય,
આપી હૈયાંનાં મૂલ, પ્રેમે પાળશો—રસિક.

હૈડાંનો નેહ ધીમે નયણામાં નાચશે,
રમણીનાં દીલ સ્વામી સ્નેહ જોઈ રાચશે;
સાગર છો આપ, કોણ દાસીના નિભાવશો;
સ્નેહ અમૃત હું, એમપર વરસાવશો—રસિક.

**પ્રવેશ બીજો:**—રાવબહાદુરનો મોટર ડ્રાઇવર નિલકંઠ ને રમાનાથની પુત્રી સુશીલા સાથે રાવબહાદુરે લગ્ન કર્યાની વાતથી વાકેફ કરતાં, નિલકંઠનું ચમકવું, આખર એજ રમાનાથની પુત્રી સુશીલા કે જેણે ચાર ચાર વર્ષ સુધી પ્રેમપત્રો પાઠવી લગ્નની આશા આપી તેજ પોતાને દગો દઇ રાવબહાદુરને પરણ્યાથી નિલકંઠનો સ્રી જાતી પ્રત્યે તિરસ્કાર ઉશ્કેરાવું, ત્યાં રાવબહાદુરની બ્હેન લીલાએ પોતાના જન્મ દીવસની પાર્ટીમાં ભાગ લેવાનું નિમંત્રણ કરવા આવવું કે જે લીલા વાસ્તવિક નિલકંઠને ચાહે છે સ્રી જાતીને ધિક્કારનાર નિલકંઠ લીલાને નાખુશ કરી ચાલ્યો જાય છે.

**લીલા:—** (૫)

કોઇ સ્નેહ ભાવનાં, તરશ્યા જનને આમ નિરાશ ન કરીએ
રસ તરસ્યાં એ દરદી દિલડાંને દિલથી નવ પરહરીએ
પુષ્પોની સેજ બિછાવે, પ્રીતિ પરિમલ પ્રસરાવે,
એ આશ ભર્યા અંતરને માટે કંટક નવ પાથરીએ
જ્યાં વ્હાલ વસે ત્યાં વળીએ, નવ છેહ દઇને છળીએ
એ ઘાયલનાં હૈયાં ઘાયલ ત્યાં ઘાવ વધુ ના કરીએ કોઇ.

**લીલા:—** (૬)

કર્મની કથની ક્યાં જઇને કહીએ લખાણી મોહબ્બત
બે દર્દી સાથે
અમારે રડવું અને હસે એ, મહાસુસીબત
બે દર્દી સાથે—કર્મ.

બપૈયો બોલે પિયુપિયુને, ન મેઘ એનીતૃષા છીપાવે;
પડી છે કુદરતને ટેવ એવી કરાવે સોબત
બે દર્દી સાથે—કર્મ.
જીગરના દર્દે ભ્રમર પૂરાતો કમળને એની કશી ન પરવા
છતાંય એને ખુવાર બનવા; પડી છે આદત
બે દર્દી સાથે—કર્મ.
કહેછે કુદરત જો પ્રેમ બાંધો, પડે ન સાંધો તો પ્રેમબાંધો;
હવે અમેતો એમજ ગણ્યું છે જડાયાં કિસ્મત
બે દર્દી સાથે—કર્મ.
(કવિ ત્રાપજકરના કાવ્યોમાંથી)

પ્રવેશ ત્રીજો:—રાવબહાદુરે પોતાના લગ્નની ખુશાલી માં પત્ની સુશીલાને પણ હાજર રાખેલ છે છતાં આ ખુશાલીને ભુતકાળના સુખોની હોળી ઉજવાતી હોય તેવી લાગે છે. ત્યાં નિલકંઠનું આવવું, અચાનક નિલકંઠને જોતાં સુશીલાની બેભાન સ્થિતિ રાવબહાદુરે ગભરાઇ ડોકટરને બોલાવા જતાં, સુશીલા ભાનમાં આવતાં નિલકંઠના બળતાં હૃદયના ઉભરા એ જગતીઆતશમાં, સ્થિતિનું ભાન પણ ભુલેલા નિલકંઠે સુશીલાને પગની લાત મારવી લીલાએ આણગમો ઉપજાવતું દ્રશ્ય નજરો નજર જોઇ બળવું.

**ટેબ્લો.**

**ડેન્સ.**

પ્રવેશ ચોથો:—નવલ કે જે નંદકીશોરની પુત્રી અને બાબુરાવની કુંવારી બ્હેન થાય તેનું અવિવાહીત સ્થિતિનો ઉભરો ઠાલવતા આવવું ત્યાં વૃદ્ધ નંદકીશોરે પુત્રીના લગ્નના ઉમેદવારોએ હાજર થવાની આપેલી જાહેરાત વિરૂદ્ધ અને કન્યાવિક્રય વિરૂદ્ધ બાબુરાવે પોતાના

બાપને સમજાવવો પરંતુ પૈસાનેજ પ્રભુ માનનાર લોકાએ મક્કમ રહેવું ત્યાં કાષ્ઠી માબાપને પેટે અવતરેલ કાષ્ઠી છોકરો કે જેની ઉમર પુરાં બાર વર્ષની પણ નથી તેણે આવી એક પંદર વર્ષની યુવાન બાળાના હસ્તની માંગણી કરવી પૈસાના લોભી બાપે દસ હજારે કબુલત આપવી, નવલનો બળાપો.

**નવલ:—** [૭]

દિલડાંનાં દરદો દિલ સમજે,
વિણ દરદીનાં દિલ શું સમજે;—દિલડાં.
ઘાવો રણના શુરા સમજે, કાયર મસ્તી એ શું સમજે
ગગન મહીં જવ ઘન દળ ગરજે,
એની મજા કૈં ચાતક સમજે;
તેમ વીતે રટતાં શતલડી અણસમજુ તે
જન શું સમજે, દરદી, સમજે
જીભે જે નવ ભાવો કહેતાં, આંખલડી ના ઘાવો રહેતા;
એ ઘાયલનાં દરદી દિલને દરદી સમજે ! !—દિલડાં.

**નવલ ગુલાબ:—** (૮)

આવા આશંકા અંતર મલકાય,
એમ નારીનો પ્રેમના પમાય
અત્તર છાંટીને રાખે સાફાનાં છોગલાં ને
પનઘટ પર રોજેરોજ જાય
આસપાસ આવી આમ આંખડી ઉછાળતા,
યોગ્યતાનો આંક ના અંકાય
ઉમરમાં બારબાર વર્ષોના વેતીયા ને,
ફાટી ફેશઆદ બની જાય—એમ.

ન્હાનો છે તોય એતો દાણો છે રાઇનો
દરદીના દર્દ મટી જાય—એમ.

પ્રવેશ પાંચમો:—આનંદ વિનોદની ચર્ચા બાદ પોતાની નણંદ લીલા પાસે સુશીલા નીલકંઠને ચ્હાતી હતી તે સત્ય ઘટના કહી આપેછે બન્નેનું જવું બાદ રાવબહાદુર પોતાના નોકર નીલકંઠ સાથે સુશીલા જેવી પત્ની મળ્યાનો હર્ષ દર્શાવતા આવવું નિલકંઠના બળતા હૃદયના બળતા જવાબ ત્યાં ફરવા ગયેલી સુશીલાનું મોટર ડ્રાઇવર સાથે આવવું. જોતાંજ નિલકંઠનું ત્યાંથી ચાલ્યા જવું, બાદ સુશીલાને ભેટ આપવા હાર લેવા રાવબહાદુરનું જવું, સુશીલા ભુતકાળની યાદી વારંવાર કરવાથી બેભાન થાયછે છુપાયેલા નીલકંઠનું આવી વેર લેવાની દુષ્ટબુદ્ધિથી બેભાન સુશીલાના ગળામાં હાથ નાંખી ચુમે છે. બેભાન સુશીલા રમણકુમાર સમજી પ્રાણ કહેતાં રમણકુમારનું દાખલ થવું. એક નિર્દોષ સ્ત્રીના સુખી સંસારપર વ્હેમની આતશ ફરી વળે છે.

ટબ્લો.

સુશીલા, લીલા, સખીઓ:— (૯)

અલિ કાંઇ મદભરી આંખલડી;
નિરસ વશ આમ ના કરીએ, જીવન રસ ભાવના ભરીએ
શાને અંતર છે ઉદાસ, નિરસ વશ આમ ના કરીએ
માગ્યાં મન મળતાં નથી માગ્યાં મળે ન માન,
તેમ માગતાં ના મળે, દિલડાં કેરાં દાન
તેમ હાસ્ય ના આવે પરાણે,
જાણે અંતર અન્ય ન જાણે;
શાને તંત અલી તું તાણે, નિરસ વશ આમ ના કરીએ.

પ્રવેશ છઠ્ઠો:—રંગીલ કે જે, નવલનો સાચો પ્રેમ છે. તેનો બાબુરાવ સાથે કરાર, ડોસાને છેતરી નવલને પરણવાનો વિચાર, આખર રંગીલ, એક વિધવાના વેશમા ડોસાને ફસાવે છે. ઇશ્કી ડોસો પ્રેમના માર્ગમાં વધુને વધુ આગળ વધે છે.

**નવલ—** (૧૦)

મને મદન મધુકર ડંખેરે
એના ડંખ મધુરા લાગે,
એનું વિષ ચડયું મુજ અંગેરે
એના ડંખ મધુરાં લાગે.
અરધાં અરધાં થઇ જઇએ, કોઇ પુછે તો શું કહીએ?
હૈયું બળે પણ રહીએ, હસતાં ઘાવ જીગરમાં સહીએ—એના.

**રંગીલી ડોસો:—** (૧૧)

પ્રેમ છે ત્યાં ભેદ ન શોભે શો કરો વિચાર
મનમાં શો કરો વિચાર,
શોક ત્યાં આનંદ ન શોભે, દિલ મળે તો દેહના;
શા કરવા સહકાર.
સુરતની, તું ખરફી, તો મળશે,
મુંબઈનો, આ હલવો, કયાં મળશે,
કામણ કરીને મારો આંખડીનાં બાણ,
કોઈ મૃગલી તો મળશે,
સાઠે બુદ્ધિ નાઠી કયાંથી સુજ્યો અલબેલા શૃંગાર ॥

પ્રવેશ સાતમો:—નિલકંઠે સુશીલાને સ્પર્શ કર્યાની

સુશીલા તરફ પૂરેપૂરો વ્હેમનો અગ્નિ ફેલાય છે. મોટર ડ્રાઇવર સુશીલાની પવિત્રતાની સાક્ષી આપે છે. પણ પોતાનીજ આંખે જોયેલ કિસ્સાને યાદ કરી રાવબહાદુર મદિરાપાનનો માર્ગ સ્વીકારે છે. વ્હેમી રાવબહાદુરે પોતાની પત્નિને એ વાતનો ખુલાસો પુછતાં, અગાઉ નિલકંઠ સાથે લગ્ન કરવાની ઉમેદ ધરાવતી તે ઘટના સુશીલા સાચે સાચી આપે છે. રમણકુમારની વધારે ઉશ્કેરાયેલી હાલત, ત્યાં નિલકંઠે આવી રાજીનામું રજુ કરવું; અને સુશિલાના પોતા ઉપરના પ્રેમપત્રો રજુ કરવા, રમણકુમારની વધુ ઉશ્કેરણી રમણકુમારે રીવોલ્વર છોડતાં લીલા ઘાયલ.

ડ્રોપ.



## —અંક બીજો.—

---

**પ્રવેશ પહેલો:**—સુશીલાને સિમંતનો શુભ પ્રસંગ પ્રાપ્ત થવા માટે સ્ત્રીઓ તેને આનંદમાં રહેવા સમજાવે છે. પરંતુ પતિના વ્હેમથી પતિની થયેલી બરબાદીને યાદ કરી સુશીલા રડે છે. ત્યાં રાવબહાદુર દારૂડીયાની હાલતાં આવતાં ઉછળી ઉઠે છે. લીલા અને બાબુરાવની સમજાવટ ત્યાં પુત્રીના દુ:ખે રડી રહેલા વૃદ્ધ રમાનાથનું આવવું અને શ્રીમંત સમજીને પરણાવેલ પુત્રીને પોતાને ઘેર લઇ જવાની સખ્તાઇ પતિ પ્રેમમાં ચાહોમ કરનારી સુશીલા પિતાને પણ તિરસ્કાર રજા આપી હૃદયની જવાળાઓમાં પતિગૃહેજ બળવાનું સ્વીકારે છે.

(૧૨)

**સખીઓ, સુશિલા, લીલાઃ—**

વેર્યાં છે ફુલ મારે આંગણે આનંદમાં;
આજનો સોહાગી સખી દીન છે સોહામણો!
મોતીડે ચોક મેં તો પૂર્યા ઉલ્લાસમાં;
મારે ઉરે છે આનંદ સો ગણો!!
સોહે છે સૈયરને આછેરી ઓઢણી,
લાજે ઉભીછે એ આજ માનમાં,
પુણ્યે લક્ષ્મી સાંપડે, પુણ્યે સુખી સંસાર;
પુણ્યવંત આત્મા વસે, તે ઘેર રમતાં બાળ!!
સ્વર્ગ સદનનાં એ ફુલડાંઓ, ઉતરે છે જે ઘેર;
લાગે ત્યારે દિવ્ય જીવનમાં કાંઈ અનેરી લ્હેર;
જન્મ માનવનો ધન્ય એ સોહામણો રે—વેર્યાં છે.

**પ્રવેશ બીજોઃ—**બાબુરાવની નિલકંઠને કાયદામાં સપડાવી પોતાના માલીકના દુશ્મનને નાબુદ કરવાની યુક્તિ રાવબહાદુરને ઝેર આપવાના કરાર પર નિલકંઠની સઇ લઇ લેતાં પોલીસ અમલદારને હાજર કરવો નિલકંઠની વધુ મુશ્કેલી.

**પ્રવેશ ત્રીજો;-**રાવબહાદુરનું હૃદયનો રંજ ભુલવા વેશ્યાના દ્વારપર આવવું નર્સને લઇ લીલાનું આવવું. સુશીલાને પુત્ર પ્રાપ્તી થઇ પણ ટુંક સમયનીજ જીંદગી લઇ અવતરેલ બાળકને જોવા લીલાએ સમજાવી ભાઈને લઇ જવો બળતા હૃદયનો ભાઈ વેશ્યાના દ્વારપરથી ધક્કા ખાઇ બહાર નીકળેછે.

ડાસો, નવલ, રંગીલ, બાબુરાવઃ—

બસ સુધરી પોકળ બાજી,
ફુટ પાજી નત્ર થા રાજી,
પતરાજી કરવી કેસ પિતાજી કરજો અંતર રાજી,
લોક તણા ફુટયા ગોટાળા, ફરતાં ધોળી ટોપીવાળા,
પેપર ઉઠયાં ગાજી—
થયો નાટકી નાર મવાલી, તુલશીદાસ જમાન
નર નાદાન ભુલ્યો ભાન,
આપ આપકી તાન મહીં તો ગદ્ધા ભી મસ્તાન.

**પ્રવેશ ત્રીજોઃ**—કોર્ટનો અદલ ઇન્સાફ ચાબર નિલકંઠને સખત મજુરી સાથે સાત વર્ષની સજા, **સત્ય મેવ જયતે!!** એ સિદ્ધાંત સિદ્ધ થવું વ્હેમથી પીડાતે સંસાર સ્વર્ગ સદનના રૂપમાં બદલાઈ જવો.

**ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**





## રૉયલ નાટક મંડળી.

# કોકિલા

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શેઠ મહાશંકર વેણીશંકર.

રૉયલ નાટક મંડળીના માલેક, મુંબઇ.

લેખક,

રા૦ રા૦ મુળશંકર હરીનંદ મુળાણી.

આવૃત્તિ ૧ લી * પ્રત ૫૦૦૦



સને ૧૯૨૬.

કિંમત ચાર આના.

આ પુસ્તક "શાહનામા પ્રેસ," નાં૦ ૧૨, કારવાર સ્ટ્રીટ, ફ્રીયર
રોડ, કોટ, મુંબઈમાં ફરામરોજ પીરોજશા વખારીઆએ
છાપ્યું છે, અને મી૦ મહાશંકર વેણીશંકરે
છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

# કોકિલા

## નાટકના પાત્રોનો પરીચય.

### પુરૂષ પાત્રો.

ધુડ દરબાર.

રસિક..................તેનો પુત્ર.

સજન..................રસિકનો મિત્ર.

ફાકો..................રસિકનો.

દેવસુર..................કોકિલાનો પાળક પિતા.

ડોસો..................કોકિલાના દાદાનો મિત્ર (એક ફકીર.)

ચોસો..................ડોસાનો નોકર.

ભીખુ..................કોકિલા તથા લવંગીનો બાપ (રૂપચંદ નામના અમીરનો દીકરો જેમલ કુંટાણે.)

### સ્ત્રી પાત્રો.

કોકિલા..................ભીખુની દીકરી, દેવસુરને ત્યાં ઉછરેલી.

લવંગી..................ભીખુની બીજી દીકરી મોસાળ ઉછરેલી. (કોકિલાની સાવકી બેન.)

લીલા..................રસિકની બેન.

ગામડીયા, સુંદરા, અવાસણો, જાનૈયા વગેરે વગેરે.

આ પુસ્તક "શાહનામો પ્રેસ," નાં૦ ૧૨, કારવાર સ્ત્રીટ, ફ્રીયર રોડ, કોટ, મુંબઈમાં ફરામરોઝ પીરોજશા વખારીઆએ છાપ્યું છે, અને મી૦ મહાશંકર વેણીશંકરે છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

# કોકિલા

## નાટકના પાત્રોનો પરીચય.

---

### પુરૂષ પાત્રો.

વૃદ્ધ દરબાર.

રસિક.................તેનો પુત્ર.

સજન.................રસિકનો મિત્ર.

કાકો.................રસિકનો.

દેવસુર...............કોકિલાનો પાળક પિતા.

ઢોલો.................કોકિલાના દાદાનો મિત્ર (એક ઠાકોર.)

પોલો.................ઢોલાનો નોકર.

ભીલુ.................કોકિલા તથા લવંગીનો બાપ (રૂપમલ નામ- અમીરનો દીકરો જેમલ લુંટારો.)

### સ્ત્રી પાત્રો.

કોકિલા...............ભીલુની દીકરી, દેવસુરને ત્યાં ઉછરેલી.

લવંગી...............ભીલુની બીજી દીકરી મોસાળ ઉછરેલી. (કોકિલાની સાવકી બેન.)

લીલા.................રસિકની બેન.

ગામડીયા, લુંટારા, ખવાસણો, જાનઇયા વગેરે વગેરે.

॥ ॐ ॥

શ્રી પરમાત્માને નમઃ

# કોકિલા.

## ટૂંકમાં ટૂંક સાર.

---

### મંગળા ચરણ.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

જંગલમાં એક નાનું ગામ છે. એક ટેકરી ઉપર દેવસુરની ઝુંપડી છે. સવારને પહોરે દેવસુર વગેરે બેઠેલા છે, ત્યાં દેવસુરે પાળીને ઉછેરેલી કોકિલા આવે છે. બધા પોત પોતાને કામે જાય છે. એટલામાં એ નેસમાં આવી રહેલો ને મજુરની પેઠ સોનું ખોદવાનું કામ કરતો અમીરી કુટુંબનો એક જુવાન સજ્જન હાથમાં સોનાંના ગઠ્ઠા સાથે આગળ દોડતો આવે છે ને તેની પાછળ લુંટારો બીજુ આવે છે. કોકિલા સજ્જનને બચાવતાં બીજુના હાથમાં ગોળી મારે છે, એટલે તે ધમકી આપીને જાય છે. પછી સજ્જન કોકિલાના પ્રેમની માગણી કરે છે, પણ કોકિલા ના પાડીને જાય છે. સજ્જન કોકિલા ઉપર એક ચીઠી લખે છે કે હું તારી પ્રીતિ માટે અહીં રહ્યો હતો, પણ હવે હું ચાલ્યો જઈશ. ચીઠી મૂકીને સજ્જન ગયા પછી કોકિલા આવીને ચીઠી વાંચે છે, એટલામાં ડોલારાય આવે છે. કોકિલાના દાદાએ પોતાના દીકરાને કાઢી મૂકેલો, પણ પછીથી ડિટેકટિવો મારફત તપાસ કરાવતાં દીકરાને એક દીકરી થઇ છે અને તે આ ગામમાં દેવસુરને ત્યાં ઉછરે છે એમ તેને ખબર પડેલી. મરતી વખતે ડોસો એ દીકરી કોકિલાને પોતાની બધી મિલકત આપતો જાય છે, તેથી તે ડોસાનો મિત્ર ડોલો કોઈ ... છે, ને કોકિલાને લઇ જાય છે.

## પ્રવેશ ૨ જો.

વૃદ્ધ દરબાર, પોતાનો દીકરો રસિક પરદેશથી આવ્યો છે, તેને, પોતાની સરહદમાં શા શા સુધારા કરવાના છે તે બતાવે છે. પછી લવંગી ને રસિક પરણવાનાં સ્વપ્નાં રચે છે. રસિકનો કાકો આવી રસિકને કહે છે કે ગરાસ ઉપર કરજ છે માટે તારે પૈસાવાળી કોકિલાને પરણવું પડશે.

## પ્રવેશ ૩ જો.

વૃદ્ધ ઢોલો દીકરી જેવી કોકિલાને લાડ લડાવે છે. દરબારમાંથી કોકિલાને તેડું આવે છે.

## પ્રવેશ ૪ થો.

દરબારમાં રસિક કોકિલાનું કિંમતી દાગીનાથી સ્વાગત કરે છે. કોકિલા પોતાની પાસેના તેમજ એ મળેલા દાગીના ભીખારીને આપી દે છે. સ્વાર્થવશ રસિક કોકિલાને પરણવાની માગણી કરે છે, પણ કોકિલા તે પ્રેમથી કહે છે એમ સમજી હા પાડે છે. એજ વખતે લવંગી આવી પહોંચે છે, ને તેને દુઃખ થાય છે. એટલામાં ઓચિંતો સજન રસિકને મળવા આવે છે. કોકિલાને સજન એક બીજાને જોઇ સંકોચાય છે, તેથી લવંગીને તેમને માટે વહેમ પડે છે.

## પ્રવેશ ૫ મો.

લવંગીએ રસિક ઉપર એક કાગળ લખી તે પહોંચાડવા ઢોલાના નોકર પોલાને આપેલો, પણ પોલો તે ભુલી ગયેલો. ટપાલના કાગળો સાથે એ કાગળ ગોટવાઇ જાય છે ને ઢોલાને હાથ આવે છે. ઢોલો એ કાગળ લવંગીએ પોતાની ઉપર લખેલો છે, એમ સમજી લટ્ટુ બને છે. એટલાંમાં દરબારમાંથી નિરાશ થઇ પાછી ફરેલી લવંગી આવે છે. ઢોલાનાં આવલાં.

## પ્રવેશ ૬ ઠો.

રસિક ને કોકિલા પરણીને આવે છે. નણંદ ભોજાઇનો વિનોદ. રસિકને આવતો જોઇ કોકિલા ગંમત માટે છુપાય છે. રસિક પાછો

જવા જાય છે, ત્યાં લવંગી આવે છે. તે કહે છે કે તારી પ્રીતિ મારી ઉપર હતી પણ તું પૈસા માટે કોકિલાને પરણ્યો. હવે મને છેલ્લું એક વાર હેત બતાવ. આ જોઈ, જાણી કોકિલા આઘાત પામે છે. ને તેનું મીઠું જીવન કડવું ઝેર થઈ જાય છે. ડ્રોપ્સીન.

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

લવંગીના સજ્જનને રસિક સામે ઉશ્કેરવાના પ્રયત્ન,

### પ્રવેશ ૨ જો.

એક તરફથી સજ્જન **પ્રેમની પોથી** વાંચતો આવે છે. ને બીજી બાજુથી રસિકની બેન લીલા **પકવાન પોથી** વાંચતી આવે છે. પ્રેમના વચનોમાં પકવાનનો મસાલો ઘુસી જવાથી ને પકવાનના નુસખામાં પ્રેમની કચુંબર ભળી જવાથી બન્ને જણાં તાજુબ થાય છે ને તેમાંથી પ્રેમનું પકવાન રંધાય છે.

### પ્રવેશ ૩ જો.

કોકિલાનાં કપડાંમાંથી પહેલા અંકના પહેલા પ્રવેશમાં આવી ગયેલો સજ્જનવાળો કાગળ લવંગીના હાથમાં આવે છે. તે રસિકને બતાવી લવંગી તેને ઉશ્કેરે છે. એટલામાં કોકિલા પાસે લીલા ને સજ્જન આવે છે. સજ્જન લીલાને પરણવાની માગણી કરે છે, ને કોકિલા હા પાડે છે. ઉપકારવશ સજ્જન ભ્રાતૃભાવે કોકિલાનો હાથ ચુમે છે. લવંગી તે રસિકને બતાવે છે. રસિક ઘણો ઉશ્કેરાઈ જાય છે.

### પ્રવેશ ૪ થો.

લવંગીનું સ્મરણ કરતો રસિક તેની ઉપર એક કાગળ લખી મોકલે છે, પણ લવંગી આવતી નથી તેથી પોતાના ભત્રીજાને ડૉક્ટર

પોતે માંદો થઈ જવાનો ઢોંગ કરે છે, એથી લવંગી આવે છે ને તેનો આગ્રહ જોઇ તેને પરણવાની હા પાડે છે.

### પ્રવેશ ૫ મો.

અઘોર તળાવ. લવંગી સજનને કહે છે આજ, બન્ને ડૂબી મરીએ. એટલામાં સજનની મા માંદી હોવાનો તાર આવે છે, તેથી સજન એ તાર રસિકને આપવા લવંગીને સોંપી પરભારો જાય છે. લવંગી તાર તળાવમાં ફેંકી વહી જાય છે, પછી કોકિલાને મારી નાંખવા માટે રસિક તળાવ કાંઠે લાવે છે. મારવા જાય છે ત્યાં બુમ પડે છે કે વૃદ્ધ દરબાર મરી ગયા, એટલે રસિકનો હાથ અટકી જાય છે.

ટેબ્લો.

---

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો.

દેવસુર પોતાના ઘરમાં તેના મળતીયાઓ સાથે રાવણું ભરી બેઠે છે. તેવામાં ભીલુનો એક માણસ કે જેને દેવસુરે એક વખત મોતથી બચાવ્યો હતો તે આવી ખબર આપે છે કે ભીલુ આજ તમુને દારૂ (ડાઇનેમાઇટ) ના ભડાકે ઉડાડી દેવા તમારા ઘરમાં આવવાનો છે. પણ દારૂના પીપમાં મેં માટી ભરી દીધી છે. એમ કહી ચેતાવી સાવધ રહેવા કહી જાય છે. દેવસુર પોતાના માણસો સહીત હથીઆર બંધ તૈયાર રહે છે. ભીલુ પોતાના માણસો સાથે આવે છે. દારૂના પીપમાં માટી હોવાથી તે સળગતું નથી એટલામાં દેવસુર આવી બધાને સપડાવે છે. ભીલુ સામો થાય છે. દેવસુર લડે છે. ભીલુ હારે છે. ઉદાર બહાદુર દેવસુર તેને સુધરવાની તક આપી છોડી મુકે છે. ભીલુના ગયા પછી કોકીલા આવે છે. દેવસુર ઘણા હેતથી તેને મળે છે. પણ

તેને દુઃખી જોઈ દુઃખનું કારણ પુછે છે, ને દરબાર રસીક પોતાની દીકરીને દુઃખી કરી એ જાણી રસીક પર ક્રોધે ભરાય છે. કોકીલા એને શાન્ત પાડી બહાર ડાયરામાં મોકલે છે. દરમ્યાન ભીલુ આવી કોકીલાને ઉપાડી લઈ જાય છે, અને રૂપીઆ પાંચ હજાર લઇ બાવાની ઝુંપડીએ કોકીલાને છોડાવવા આવજો, એવી ચીઠ્ઠી લખી જાય છે. દેવસુર આવી એ ચીઠ્ઠી વાંચી વ્યાકુળ થાય છે, ને ગમે તેમ કરી રૂપીઆ એકઠા કરી કોકીલાને છોડાવવાનો નિશ્ચય કરે છે.

## પ્રવેશ ૨ જો.

કોકિલાને ગોતવા રસિક ઢોલાને ઘેર આવે છે અને કહે છે કે કોકિલા સજન સાથે નાસી ગઈ. રસિક ગયા પછી સજન આવે છે, તેને પુછતાં તે કહે છે કે હું કાંઇ જાણતો નથી. પણ તે પોતાના ઉછેરનારા બાપ દેવસુર પાસે ગઈ હશે, માટે રસિકને ત્યાં જવા કહો અને હું પણ ત્યાં જાઉં છું. અહીં લવંગીનો સંદેશો આવે છે કે પરણવું હોય તો અંતર ધડી પરણો, પછી વાત નહિ. એથી ઢોલો પરણવા જાય છે અને લવંગીને પરણીને ઘેર લાવી તરત કોકિલાને ગોતવા ચાલ્યો જાય છે. પાછળથી ભત્રીજો લવંગીનું મન ભમાવી નસાડી લઇ જાય છે.

## પ્રવેશ ૩ જો.

લૂટારો ભીલુ પોતાના સાથીઓ સાથે માણસોને લૂટવા ફસાવવાની ચરચા ચલાવે છે. ત્યાં નાસતાં પકડાયલાં લવંગી તથા ભત્રીજાને એક લૂટારો ભીલુ પાસે હાજર કરે છે. ભીલુ સાથેની વાતચીતમાં પોતે મોટો અમીર છે, અને લવંગી પોતાની બાયડી છે, એવું જાઠું બોલી ભત્રીજો રોફ કરે છે. એટલામાં બીજો લુટારો ખબર આપે છે, કે એ બાઇ આની કાકી થાય છે, અને આ ફોસલાવી તેને લઈ આવ્યો છે, એમ બાઇ પોતેજ કહે છે. આ જાણી ભીલુ ભત્રીજાને મારી નાંખવાનો હુકમ આપે છે, અને બાઇને હાજર કરવા પોતાના માણસોને ફરમાવે

લવંગી આવે છે. બાપ દીકરી એક બીજાને ઓળખે છે. અને ઘણીને મુકી બીજા સાથે નાસી આવનાર પોતાનીજ દીકરી છે, એ જાણી તેને ધીક્કાર આપી મારી નાંખવા હુકમ કરે છે. લવંગી ખુલાસો કરે છે કે નાહ્ર સીવાય મારાથી કાંઇ દોષ થયો નથી. એ મારી છેડ કરવા આવ્યો, ત્યાં મેં એને મોજડીએ માર્યો અને વધારે થાત તો અમારામાંથી એક મરત, પણ હું નીતી ભ્રષ્ટ ન થાત. આ સાંભળી ભીલુનો ક્રોધ શાંન્ત થાય છે. અને બાપ તરીકે તેની વીતક ને દુઃખનું કારણ પૂછે છે. મારા દુઃખની કહાણી લાંબી છે. મારો જીવ વિસમ્યે હું આપને કહીશ, એમ કહી લવંગી ભીલુના આવાસમાં વીસામો લેવા જાય છે. બાદ બાવાની ઝુંપડીએ કોકીલાને લઇ ગયેલાં ભીલુનાં માણસો કોકીલા સાથે પાછા આવે છે. અને દેવસુર કોકીલાને છોડાવવા રૂપીઆ લઈ આવ્યો નહીં એમ કહે છે. ભીલુ કોકીલા સાથે આગળ પાછળના વેરની વાત કરતાં ઉશ્કેરાઈ તેને મારી નાંખવા જાય છે. ત્યાં રૂપીઆ લઈ દેવસુર આવે છે, તેને સપડાવી બાપ દીકરી એને મારી નાંખવાનું કરે છે. દેવસુર પોતાને મારી નાંખીને પણ કોકીલાને બચાવવાનું ભીલુને કહે છે. પણ ભીલુ કહે છે કે તારો વંશ તો હું નહી રહેવા દઉં. દેવસુર કહે છે કે એ મારો વંશ નથી. એ મને એક શબ થઇ પડેલી મા પાસેથી ઓર ભરી જડેલી છોકરી છે. ભીલુ પોતાની મરેલી સ્ત્રી પાસે પડેલી પોતાની છોકરીને યાદ કરી વિચારમાં પડે છે. ત્યાં લવંગી આવે છે, તે કોકીલાને ત્યાં જોઇ ચમકે છે અને પોતાના બાપ ભીલુને કહે છે કે મારા સુખમાં આગ મૂકનારી આ કોકીલા છે, માટે તેને મારી નાંખો. ભીલુ પૂછે છે કે કોકીલા કોણ છે, એમ પૂછતાં લવંગી કહે છે કે આ (રૂપમલ) રૂપમલના દીકરા જેમલની દીકરી છે. જેમલ તો પોતે અને આ કોકીલા પોતાની દિકરી એમ જાણી ભીલુ (જેમલ) અર્ધ મૂર્છિત જેવો થઇ જાય છે.

## પ્રવેશ ૪ થો.

જંગલમાં લીલા અને સજ્જનનો મેળાપ.

## પ્રવેશ ૫ મો.

કોકીલા પોતાની દીકરી છે એમ જાણ્યા પછી પોતાના પાપ કર્મોનો પસ્તાવો કરતો ખેદીત હૃદયવાળો ભીલુ (જેમલ) લુટફાટનો ધંધો છોડી દે છે. દેવસુર તેને પૂછે છે કે કોકીલા તથા લવંગી બંન્ને તમારી દીકરી? ભીલુ હા કહે છે. અને પોતાનો ઇતિહાસ જણાવે છે, કે મારી સ્ત્રી સહીત જુદો રહેવા હઠ કરી બાપ પાસે મીલ્કત માંગતાં મારા બાપે બાયડી સહીત ઘરમાંથી મને કાઢી મુક્યો, એવામાં મને કોઇએ આશરો ન આપ્યો. કોડી પાસે નહિં એવી હાલતે જંગલમાં આથડતાં મારી સ્ત્રીને એક છોકરી જન્મી અને તરત સ્ત્રી ગુજરી ગઇ. હું તેને માટે બાળવાનાં લાકડાં લેવા ગયો ત્યાં છોકરીને કોઈ ઉપાડી ગયું (દેવસુરજ તે છોકરીને નિરાધાર જાણી લઇ ગયેલો અને તે કોકીલા) ત્યાર પછી હું લુટારાના ટોળામાં ભળ્યો. જેમલ ને બદલે મેં ભીલુ નામ રાખ્યું અને બીજી સ્ત્રી પરણ્યો તેનાથી દીકરી થઈ તે લવંગી તે તેના મામાને ત્યાં ઉછરી અને ત્યાંજ તેની મા ગુજરી ગઇ. પણ લવંગી સાત વર્ષની થઇ ત્યાં સુધી મારી પાસે રહેલી એટલે મને ઓળખે છે. જો કોકીલા મને કસાઇ જેવાને બાપ તરીકે નથી ઓળખતી એજ સારૂં છે, એમ કહી દુઃખી થાય છે. ભલો દેવસુર તેને શાંત કરે છે, દરમ્યાન કોકીલાને ગોતતો રસીક ત્યાં આવી ચડે છે ત્યારબાદ કોકીલાને શોધતો સજન પણ ત્યાંજ આવે છે. સજ્જનપર શંકાયલો રસીક સજ્જનને મારવા તૈયાર થાય છે. દેવસુર રસીકને તેમ કરતો અટકાવી પોતા સાથે લડવા કહે છે. દરમ્યાન લવંગી પીસ્તોલથી કોકીલાનું ખૂન કરવા જાય છે. કોકીલા સાવધ થઇ પીસ્તોલ પડાવી લવંગીની પાછળ પડેલી રસીક વીગેરેને દેખાય છે. શું છે તે જાણવા બધાં બાજુએ છુપાય છે.

કોકીલાને લવંગી વચ્ચે વાતચીત થાય છે. લવંગી એકાંત જોઈ સ્ત્રી ચરિત્ર કરી પોતનું પાપ (કોકીલા ઉપરનો સજ્જનનો કાગળ રસીકને દેખાડી ભંભેરી ખૂન કરવા ઉશ્કેર્યાનું) કબુલ કરી કોકીલાને આત્મહત્યા કરવા ઉપર ઉશ્કેરે છે. અને આખરે પોતાનું પાપ જાણ્યા પછી તેને જીવતી ન રહેવા દેવી એમ સમજી તેની પાસેથી પીસ્તોલ ઝુંટવી પોતે કોકીલાનું ખૂન કરવા જાય છે. બાજુ રહી બધું સાંભળતાં રસીકનો વહેમ દૂર થાય છે અને દોડી આવી લવંગીના હાથથી કોકીલાને બચાવી લે છે. ને કોકીલા તથા સજ્જનની માફી માંગે છે. દેવસુર, કોકીલા તથા લવંગીના બાપ તરીકે ભીકુને જાહેર કરે છે. લવંગી આપઘાત કરવા જાય છે ત્યાં ડોલો આવી લવંગી પોતા સાથે પરણી છે. એમ કહી રસીક તથા કોકીલાની તેને માફી અપાવે છે. બાદ કોકીલા, લીલા તથા સજ્જનના હાથ મેળવે છે અને આનંદ વર્તે છે.



॥ ૐ ॥

# કોકિલા

## નાટકનાં ગાયનો

---

મંગળા ચરણ

૧

સુત્રધાર—

થાઓ થાઓ ગીરજા પતિ પ્રસન્ન,—થાઓ
શુભમતિ યશવતી અવિચલ આપો,
સંસ્કૃતિને પ્રભુ દીપાવો—થાઓ
ચંદ્રધારી શાંતિપૂર્ણ
સુંદર થાઓ સહાય.
તવ પ્રીતિ નજરે કલ્યાણ થાએ
એવી મતિ ઉપજાવો—થાઓ

૨

નટી—

એક સરલ બાલા આવે
નારી જાતની ઉત્તમ પ્રકૃતિ આપ બતાવે
યશ ફેલાવે—એક
સૂર્ય પ્રકાસમાં હસતું ફૂલ,
ખીલી સુગંધી ભરે અણમૂલ;
પ્રેમી વનિતાનું એવું પીછાનો ચરીત્ર
સુદ્ધ પવિત્ર
જોતાં સજ્જન ચીત્ત રીઝાવે—યશ

ૐ

## રૉયલ નાટક મંડળી.

# ભૂલનો ભોગ.

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
રૉયલ નાટક મંડળીના માલિક.
શેઠ મહાશંકર વેણીશંકર.
હાલ મુકામ—ઘીકાંટા—ભારતભુવન થીએટર—અમદાવાદ.

લેખક:—

જામુન.

ડાયરેકટરઃ—

મી૦ સોરાબજી મેહરવાનજી, કાત્રક.

આવૃત્તિ ૪ થી.    પ્રત ૫૦૦૦.



સને ૧૯૨૪

મૂલ્ય ૦–૪–૦

# ભૂલનો ભોગ.

## નાટકના મુખ્ય પાત્રો

---

### પુરૂષ પાત્રો.

વેણીલાલ........એક શ્રીમંત ગ્રહસ્થ

ચંદ્રકાંત........વેણીલાલનો પુત્ર

જયંત........ચંદ્રકાંતનો બાળમિત્ર વેણીલાલના આશ્રય નીચે ઉછરેલો પાછળથી ગંગાનો પતિ.

પ્રીતમલાલ......વેણીલાલનો પરમ સ્નેહી.

લાલુ..........ફેશનમાં ઉછરેલો પ્રીતમલાલનો મુર્ખ દીકરો

જડબુદ્ધિ........એક ઉડાઉગીર, ધી યંગ બ્લડસ એસોશીએશનનો પ્રમુખ.

નરાધમ........એક અધંગ બદમાશ, મજકુર મંડળનો સેક્રેટરી, ગંગાનો બાપ.

કૃષ્ણાશંકર......એક સ્વાર્થ ગરૂ બ્રાહ્મણ, વેણીલાલના ઘરનો આશ્રિત.

### સ્ત્રી પાત્રો.

અસુયા...........વેણીલાલની કલેશપ્રિય સ્ત્રી.

સરસ્વતિ.........ચંદ્રકાંતની સુશીલ પત્નિ.

નવલ.......... ઉદ્ધત છેલ છોકરી વેણીલાલના ઘરમાં ઉછરેલી અસુયાની બહેનની દીકરી.

ગોદાવરી........નરાધમની સ્ત્રી ગંગાની મા.

ગંગા...........નરાધમની દીકરી, પાછળથી જયંતની પરણેતર.

તે ઉપરાંત ભટ્ટ, ઘાટી ફુલાળીવાઓ, મુક્તિફોજના માણસો પોલીસ સીપાઇ. કલબના મેંબર, નાચનારીઓ, વગેરે વગેરે.

---

# ભૂલનો ભોગ.

## નાટકનો ટુંક સાર.

જગતમાં ભૂલ કોણ કરતું નથી? ગરીબ હો કે શ્રીમંત, મુર્ખ હો કે વિદ્વાન, સર્વ ભૂલને પાત્ર છે: ભૂલથીજ જો કે પરીતાપ અને દુ:ખ પ્રાપ્ત થાય છે. છતાં ભૂલ એ અનુભવની જનેતા છે. અનુભવજ ડહાપણ અને જ્ઞાનનો પિતા છે. અનુભવ વિનાનું જીવન પશુ સમાન છે. ઘણીવાર ભૂલ પરોક્ષપણે માનવીનું હિત સાધે છે, ભૂલથીજ રાજા પરિક્ષિત મોક્ષ પદ પામ્યો. ભૂલથીજ સૂરદાસે પરમ-પદ મેળવ્યું. દેવથી માંડી સૂક્ષ્મ કીટ પર્યંત સર્વને "ભૂલનો ભોગ" તો થવુંજ પડે છે. છતાં તે સ્થિતિ પ્રાપ્ત થતાં, તેનો ઉપભોગ શી રીતે કરવો! કંગાળ જીવનમાંથી ઉગરી, કર્તવ્યમય દીશામાં પ્રયાણ કરી, જીવનકૃતાર્થ શી રીતે કરવું? તે દર્શાવવાનો અલ્પ પ્રયાસ આ નાટકમાં કરેલો છે, અસ્તુ!

## અંક ૧ લો.

### મંગળાચરણ અને વસ્તુસૂચના

### પ્રવેશ પહેલો.

સ્થળ—શ્રી યંગ ફ્રેન્ડસ એસોસીએસનનું મકાન.

મેમ્બરોના સંખ્યા ઘટતી જતી હોવાથી, અને તીજોરીનું તળીયું પણ સાથે દેખાવાથી બદમાશોનું મંડળ આજે મસલત કરવા મળ્યું છે. મંડળનો સેક્રેટરી નરાધમ, કાચી ઉમ્મરના બીનઅનુભવી યુવાનોને મંડળના સભ્યો (મેમ્બરો) બનાવવાની દરખાસ્ત કરે છે. દરખાસ્ત પસાર થાય છે. એટલામાં નરાધમ ચંદ્રકાન્તને મેમ્બર બનાવવા લાલુને સૂચના કરે છે. આવા બદમાશોની સોબતમાં ફરતો લાલુ તત્કાળજ બીડું ઝડપે છે.

# પ્રવેશ બીજો.

## સ્થળ—વેણીલાલનું મકાન

આજે ચંદ્રકાંતની વર્ષગાંઠ છે, છતાં સરસ્વતિ આનંદ બદલે શોકસાગરમાં ડુબેલી દેખાય છે, લગ્ન પછી જ્યારથી સરસ્વતિ સાસરે રહેવા આવી છે, ત્યારથી પતિનું સુખ શું, દંપત્તિ જીવનનો લ્હાવો શું, એ જીવનની મીઠાશ શું, એનો લેશ પણ અનુભવ એને થયો નથી કારણ? કજીયાળી સાસુ અને અદેખી નણંદ! કુસંપ અને ક્લેશથી કકળતો વેણીલાલ, સરસ્વતિને આંસુ ભીની આંખે આવતાં જોઈ છુપાય છે. અસુયા અને નવલ આજે પણ ચંદ્રકાંતને ઉશ્કેરવાનીજ બાજી ખેલી રહ્યાં છે; પણ ચંદ્રકાન્ત તો "ઘરમાં હાંડલા હોય તે તો ખખડે.,, ,, વડીલોએ તો પોતાના અંતઃકરણ સદા ઉદાર રાખવાં જોઈએ." એવું એવું બોલી રહ્યો છે. જયંતના ઉપદેશથી એ ડાહ્યો થઈ ગયો છે. એની એમને કલ્પના હોય? પતિ આજે પોતાનો થયો એમ સમજી સરસ્વતિ સ્વભાવિકજ મલકાય છે. નવલ જોઈ જાય છે! થઇ ચુક્યું! અદેખાઈની આગમાં ભાભીને જન્મભર રડાવવાની પ્રાતજ્ઞા નવલ લે છે. કંટાળેલો ચંદ્ર ચાલ્યો જાય છે. ભાઈનો પ્યાર બાઈપર નીકળે છે.! એટલામાં વેણીલાલ જાહેર થઇ સરસ્વતિપર વિશેષ અત્યાચાર થતો અટકાવે છે. અસુયા અને નવલને ફીટકાર આપી ત્યાંથી ચાલ્યો જાય છે.

# પ્રવેશ ત્રીજો.

## સ્થળ—રસ્તો

નિશાળેથી છુટી ગંગા ઘેર જવા નીકળે છે. રસ્તામાં લાલુ ગંગાને એકલી જોઇ લટુજી બને છે. ગંગાને રોકી રાખવા પ્રયત્ન કરે છે અચાનક ચંદ્રકાંતની વર્ષગાંઠ હોવાથી તે મુબારકબાદી આપવા નીકળેલો જયંત ત્યાં આવી ચડે છે. ગંગા પોતાને ઘેર સલામત જવા દેવા જયંતને સજ્જન ગણી એની સ્હાય માંગે છે. ચાર આંખો મળતાં હૃદયના તાર કંપી ઉઠે છે. જયંત લાલુને વાતોમાં રોકી રાખે છે. એટલામાં ગંગા ચાલી જાય છે લાલુ એની પાછળ જવા તૈયાર થાય છે. જયંત રોકે છે. લાલુ તકરાર કરવા તૈયાર થાય છે. જયંત ચાલ્યો જાય છે. જયંતપર અપમાનનો બદલો લેવા લાલુ નિશ્ચય કરે છે, ત્યાં નરાધમ આવે છે. લાલુ પાસેથી પચીસ હજાર રૂપીયા રોકડા લઇ ગંગા એને પરણાવવાનો ઇરાદો જાહેર કરે છે. લાલુ અને નરાધમ વચ્ચે સાટું નક્કી થાય છે.

## પ્રવેશ ચોથો.

### સ્થળ—વેણીલાલના ઘરનું દિવાનખાનું.

ભૂલમાં રહી ગએલો રૂમાલ શોધવા સરસ્વતિ આવે છે. ચંદુનું આવી અચાનક ચુંબન લેવું. પરણ્યા પછી દંપતિનો પ્રથમજ પ્રેમ ભર્યો મેળાપ! મુબારકબાદી આપવા આવેલો જયંત પોતાના ઉપદેશનું આવું શુભ પરિણામ આવેલું જોઈ ખુશી થાય છે. બાદ સરસ્વતિનું જવું. ચંદુની વર્ષગાંઠ હોવાથી જમવા નોનરેલા પ્રીતમલાલ, ભોગીલાલ, તથા લાલુનું આવવું. ચંદ્રકાન્ત સર્વને આવકાર આપે છે અંગ્રેજી એટીકેટ પછવાડે ઘસડાતો લાલુ ફજેત થાય છે. વેણીલાલનું આવવું. પ્રીતમલાલ ચંદ્રકાન્તને વીંટી ભેટ આપે છે. અને ચંદુને શી ભેટ આપવાનો વિચાર રાખ્યો છે" એવો પ્રશ્ન વેણીલાલને કરે છે. ઘરના નિત્યના કલેશથી કંટાળેલો વેણીલાલ ચંદ્રકાન્ત અને સરસ્વતિનું જીવન સુખી થાય એવા હેતુથી એમને જુદું ઘર માંડી આપવનો ઇરાદો જાહેર કરે છે. બધા વિસ્મય થાય છે.

## પ્રવેશ પાંચમો.

### સ્થળ—ચંદ્રમહાલના બગીચાનો એક ભાગ.

વેણીલાલના મહાલક્ષ્મિપરના "ચંદ્રમહાલ નામના બંગલામાં ચંદ્રકાંત આજે રહેવા આવ્યો છે; ત્યાં શાણો અને ચતુર જયંત એ ચંદ્રકાંતના અન્ય સર્વ મિત્રો નિખાલસ છે યા સ્વાર્થિ. એ જાણી એનું કોઈ પણ રીતે અશુભ ન થાય એવા હેતુથી કરૂણાશંકરના પેટની વાત કઢાવવા પ્રયાસ કરી રહ્યો છે, ત્યાં લાલુ આવે છે. જયંતને મોરના પીંછામાં કાગડો માની, કરૂણાશંકર તથા લાલુ ચંદ્રકાંતને દારૂડીયો, જુગારી, રંડીબાજ ઇત્યાદિ બનાવી પોતાનાં ખીસાં તર કરવાનું કહે છે. બાદ જ્ઞાતિભેદ વિષે પરસ્પર ચર્ચા! ચર્ચા દરમ્યાન જયંત મુર્ખ બનાવે છે એવો વ્હેમ કરૂણાશંકરને પડે છે, તેથી ચંદ્રકાંતના સંબંધમાં પણ પોતે મુર્ખ કાં ન બન્યો હોય. એવી શંકા ઉઠતાં, જયંત ચંદ્રકાંત પાસે એ સંબંધી ખુલાસા કરે તે પહેલાંજ જયંતનો બદનામ કરી એનું કાસળ કાઢી નાંખવાની યુક્તિ રચે છે. મુર્ખ લાલુને પોતાનું હથીયાર બનાવે છે લાલુને હાથે, જયંતને નામે સરસ્વતીપર પ્રેમ પત્રિકા લખાવી મોકલે છે.

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—ચંદ્રમહાલનો થોડો ભાગ તથા બગીચો,

સાસુ અને નણંદના ત્રાસથી છુટેલી અને પતિની મીઠી ગોદમાં આજે ભરાયેલી સરસ્વતિના આનંદોદગાર ચંદ્રકાંત સરસ્વતિ અને જયંતનો નિર્દોષ હાસ્યવિનોદ ! ત્યાં જયંત કરૂણાશંકર અને લાલુ વિષે ઇશારો કરવા જાય છે. પણ એટલામાં કરૂણાશંકરે લાલુના હાથે જયંતને નામે લખાવેલો પત્ર પોસ્ટવાળો આપી જાય છે. પત્ર વાંચતાંજ સરસ્વતીના હોસ ઉડી જાય છે. સરસ્વતીના હાથમાંથી સરી પડેલો એ કાગળ ચંદ્રકાંત ઉપાડી વાંચે છે. થઇ ચુક્યું ? ચંદ્રકાંત જયંતનું કંઈ પણ ન સાંભળતાં એનું ખુન કરવા તૈયાર થાય છે, સરસ્વતી વચ્ચે પડતાં એને પણ મારી નાંખવાની ધમકી આપી મારફાડ કરે છે, ત્યાં દીકરાને મળવા વેણીલાલ તેજ વખતે આવી ચઢે છે, મારફાડનું કારણ પૂછતાં ચંદ્રકાંત વેણીલાલને પેલો પત્ર આપે છે એ પણ ક્ષણવાર સ્તબ્ધ બની જાય છે, આખરેએ જયંતને એની પાસે એનાજ હસ્તાક્ષરે લખેલો કોઇ કાગળ પત્ર હોય તો તે આપવા કહે છે, અક્ષર સરખાવતાં પેલો કાગળ બનાવટી છે એવા અનુમાન ઉપર વેણીલાલ આવે છે અને જયંતને નિર્દોષ જાહેર કરે છે, હવે ચંદ્રકાંતનો મિજાજ હાથ રહેતો નથી. પિતા પૂત્ર વચ્ચે બહુ તકરાર થાય છે. અંતમાં જો સરસ્વતી ચંદ્રકાંતની સાથે રહેશે તો એ એને દુઃખ દેશે એમ વિચારી સરસ્વતીને પોતાને ત્યાં આવી રહેવા કહે છે. પતિ પરાયણ સરસ્વતિ પતિના ચરણમાંજ મરવાનું વધારે પસંદ કરે છે, છતાં ચંદ્રકાંતના હૃદયમાં પેઠેલો વ્હેમનો કીડો દુર થતો નથી. વેણીલાલના દેખતાં જ પાછો સરસ્વતીપર હુમલો કરવા જાય છે. પણ આખરે વેણીલાલના ક્રોધથી ડરી દબાઇ જાય છે, વેણીલાલ જયંતને પોતાની સાથે લઇ જાય છે.



# અંક ૨ જો.

## પ્રવેશ પહેલો.

### સ્થળ—નરાધમનું મકાન.

લાલુ જેવા એક મૂર્ખ ભામટા સાથે પોતાને ન પરણાવ ગંગા નરાધમને વિનવે છે, ત્યાં લાલુ આવે છે, લાલુનો સત્કાર કરવા નરાધમ ગંગાને ફરમાવે છે. તથા ગોદાવરી લાલુનો તિરસ્કાર કરે છે. નરાધમ જેલ તોડી નાસી છુટેલો એક બદમાસ છે. તેથી તેને પકડવા પોલીસ એના ઘરપર દરાડો પાડે છે. ગભરાટમાં નરાધમ નાસી જાય છે. ગંગા બીજી બાજુથી છટકી જાય છે એટલામાં જમવા નોંતરેલા કરૂણાશંકર તથા જડબુદ્ધિ પ્રવેશ કરે છે, પોલીસને જોઇ તેઓ પણ ભાગી જાય છે, કામાધિન લાલુ ગંગાને ભેટવા જતાં પીળી પાઘડીવાળાને ભેટી ફજેત થાય છે.

## પ્રવેશ બીજો.

### સ્થળ—વેણીલાલનું ઘર.

નરાધમના ઘરમાં લાલુ, કરૂણાશંકર અને જડબુદ્ધિને બહાર પડતા વેણીલાલ જોઇ ગયેલો હોવાથી જયંતને તે વિષે ઘટતી તપાસ કરવાનું કહે છે. દરમ્યાન નવલ સાસરે રહેતી ન હોવાથી એના વરનો આવેલો કાગળ અસૂયા વેણીલાલને આપે છે. નવલની સાસરે જવાની નાખુશી, વેણીલાલનો સખ્ત ઠપકો. અસૂયા નવલનો પક્ષ કરી એને સાસરે ન જવા દેતાં પોતાની પાસે જ રાખે છે. કર્કશા સ્ત્રી મળવાથી વેણીલાલનો સંતાપ. જયંતનો દિલાસો બાદ જવું વેણીલાલ તથા જયંતનું અહીં કામ પ્રસંગે લાલુ વેણીલાલને મળવા આવે છે, વેણીલાલ બહાર નીકળી જવાથી મળી શકતો નથી. એવામાં નવલ આવે છે. નવલ લાલુ પાસેથી સરસ્વતિને લોહીના આંસુએ રડાવવાનું વચન લે છે. લાલુ નવલને ધી યંગ બ્લડસ એસોસીએશનની એક સભ્યા (મેમ્બર) બનાવવા લઇ જાય છે.



## પ્રવેશ ત્રીજો.

**સ્થળ ધી યંગ બ્લડસ એસોસીએશનનું મકાન.**

ગોદાવરીથી છાનો નરાધમ ગંગાના લગ્ન લાલુ સાથે કરી નાંખવા ગંગાને અહીં ઉપાડી લાવે છે. કારણ કે આજે આ મંડળનો વાર્ષિક દિવસ ઉજવવાનો હોવાથી સાથે સાથે ગંગાના પણ લગ્ન ત્યાંજ થઇ જાય તો પછી ગોદાવરીનું કશું ન ચાલે. નરાધમ ગંગાને ખરી વાત જણાવે છે. ગંગાનો ગભરાટ ! લાલુ આવી ગંગાને વિનવે છે. ગંગા પોતાના નિશ્ચયમાં અડગ રહે છે. એટલામાં નોતરેલા ચંદુનો આવવાનો વખત થયો હોવાથી ગંગાને જરા પણ ગડબડ ન કરવા ધમકી આપી એક ખુણામાં બેસાડવામાં આવે છે. નવલ પૂર ઠેઠેરામાં પ્રવેશ કરે છે. ચંદ્રકાન્ત અને નવલ બંને આ મંડળના મેમ્બર થવાના હોવાથી, પરસ્પર એક બીજાની શરમ છુટે. અને તેઓ બંને બેધડક રીતે અન્ય સભ્યો સાથે છુટથી ભેળાય એવા હેતુથી જડબુદ્ધિ એક નાનો પ્રોગ્રામ ઘડી કાઢે છે. અને તે પ્રમાણે અમલ કરવા, નવલને સૂચના આપવા પોતાની સાથે બીજા ઓરડામાં લઇ જાય છે. સરસ્વતિપર વેર લેવાની ધુનમાં, જડબુદ્ધિ જે કંઈપણ કહે તે પ્રમાણે હિમતથી કરવા નવલ કબુલ થાય છે, બાદ ચંદ્રકાન્તને કરૂણાશંકર તેડી લાવે છે. જે પ્રોગ્રામ નવલને સમજાવવામાં આવ્યો તે વિષે કરૂણાશંકર કંઇજ જાણતો નથી. બાદ દારૂની પ્યાલીઓ હાજર થાય છે. ચંદ્રકાન્ત દારૂ જોઈ ગભરાય છે. કરૂણાશંકર અને લાલુ, દુઃખી હૃદયને દારૂ દિલાસારૂપ છે. એવી દલીલ કરી દારૂ પીવાનો આગ્રહ કરે છે. વ્હેમી પણ ભોળો ચંદ્રકાન્ત પોતાને ખરેખર દુઃખી માની દારૂનો સ્વિકાર કરે છે. બાદ નાચરંગ શરૂ થાય છે. ચંદ્રકાન્ત દારૂ પીતોજ જાય છે, ગાણું બંધ થતાં ભાન ભૂલતો જતો ચંદ્રકાન્ત ફરીથી ગાણું સાંભળવા ઇચ્છા જાહેર કરે છે. લેડી મેમ્બર તરીકે મોંઢાપર બુરખો નાંખી નવલ ગાણું ગાય છે એના હલકથી મોહ પામી, ચંદ્રકાન્ત નવલનો બુરખો દુર કરી એક ચુંબન લઇ લે છે તત્કાળ ,, ભૂલનો ભોગ ;, થઈ પડેલા ચંદુને સમજાય છે કે જેને એણે ચુંબન કર્યું તે બીજી કોઇજ નહિ પણ નવલ એની બ્હેન છે. નીશો ઉતરી પશ્ચાતાપનો પ્રવાહ ચાલુ થાય છે, ચંદ્રકાન્ત નવલ પાસેથી આ મકાનમાં કેવી રીતે આવી એનો ખુલાસો માગે છે. લાલુ કરૂણા-

શંકરનું નામ આપવા નવલને ઇશારતથી કહે છે. કરૂણાશંકરની કમ્મખ્ત, ચંદ્રકાન્તનાં સખ્ત વચન પ્રહારથી કરૂણાશંકરનું દિલ સંસારપરથી ઉઠી જાય છે. પેટને માટે અનેક પ્રપંચો કર્યા તેનો પસ્તાવો થાય છે. કરૂણાશંકર સર્વને બહાર લઇ જવા તૈયાર થાય છે. ત્યાં નરાધમ અટકાવે છે, અને ખુન કરવાની ધમકી આપે છે. એટલામાં ગોદાવરી નરાધમનીજ ભરેલી પીસ્તોલ સાથે ગંગાને શોધવા આવી ચઢે છે. ગંગા દોડતી માને વળગી પડે છે. ગોદાવરી પીસ્તોલની મદદથી સર્વને મકાનની બહાર લઇ જાય છે.

## પ્રવેશ ચોથો.

### સ્થળ—ચંદ્રમહાલનો એક ભાગ.

શોકસાગરમાં ડુબેલી સરસ્વતિ ! ત્યાં પોતાના કર્મથી પસ્તાતો કરૂણાશંકર, સત્ય ખૂલાસો કરી, સરસ્વતિને ન્યાય આપવા આવે છે. ચંદ્રકાન્ત પ્રથમ તો કરૂણાશંકરનું કંઇ પણ સાંભળવા તિરસ્કાર સહિત ના પાડે છે. પણ કરૂણાશંકરની આજીજીથી એને સાંભળવા ઉત્સુક બને છે. કરૂણાશંકર લાલુના હાથે જયંતને નામે લખાયલા પત્રના ભેદનો સ્ફોટ કરે છે. વિખુટા હૃદયનું ફરી સંમેલન ! બાદ દંપતિને આશિર્વાદ આપી કરૂણાશંકર તિર્થયાત્રા કરવા ચાલ્યો જાય છે.

## પ્રવેશ પાંચમો.

### સ્થળ—વેણીલાલના મકાનનો એક ભાગ.

જે દિવસે અને જે સમયે, ચંદ્રકાન્ત ગંગા, ગોદાવરી ઇત્યાદિ ખંડળના મકાનમાંથી સહિસલામત બહાર પડયા, તેજ દિવસે, તેજ વખતે સીનેમામાંથી જયંત તેજ રસ્તે ઘેર જતો હતો, ચંદ્રકાન્ત તો ચાલ્યો ગયો હતો પણ નરાધમના ત્રાસથી બચવા આ બંને મા દીકરી ગભરાટમાં આમતેમ જોતા ચાલ્યા જતા હતા, ત્યાં જયંતની નજર એમનાપર પડી, અને ગભરાટનું કારણ પૂછ્યું સત્ય ખૂલાસો મળતાં એમને પોતાની સાથે તેડી વેણીલાલ પાસે લઈ આવે છે. તેમની વાત સાંભળી દુઃખી અનાથ એ મા દીકરીને વેણીલાલ પોતાના ઘરમાંજ આશ્રય આપે છે. હવે ગંગા અને જયંત એકાંત માંજ મળી જાય છે. દિવસોના કેદ કરી રાખેલા હૃદયના ઉભરા વહી નીકળે છે. બંને પરસ્પર લગ્ન કરવા કબુલ થાય છે.

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—વેણીલાલનું મકાન અને બગીચો.

વેણીલાલ ગંગા પાસેથી નવલ તથા ચંદ્રકાંતના સંબંધમાં મંડળમાં બનેલા બનાવ વિષે ખૂલાસો સાંભળી અતિ ગુસ્સે થાય છે. તત્કાળ જ નવલને તો સાસરે વળાવી દે છે. ચંદ્રકાંત તથા સરસ્વતિને પોતાને ત્યાં બોલાવે છે. તેઓ આવે છે ત્યાં ગંગા અને ગોદાવરી ચંદ્રકાંતની નજરે પડે એવી ગોઠવણ વેણીલાલ કરે છે, મા દીકરીને ત્યાં જોતાંજ ચંદ્રકાંતનું દિલ ચીરાઈ જાય છે. તેજ પળે એનું હૃદય માન મત્સર રહીત નિર્મળ બની જાય છે. પૂર્વ સંસ્કાર ફરી સ્ફૂરી નીકળે છે. ચંદ્રકાંતનું હૃદય કરેલા કર્મ બદલ શિક્ષા સહન કરવા નિડર બને છે; થયેલી "ભૂલનો ભોગ" બની પોતાનું આત્મ બળિદાન કરવા પ્રતિજ્ઞા લે છે. વેણીલાલ એને પોતાના વારસા હિસ્સામાંથી બાતલ કરી એક પાઈ પણ લીધા વિના પોતાનું ઘર છોડી ચાલ્યા જવા ફરમાવે છે. સરસ્વતિ ચંદ્રકાંતની સાથે જવા આજ્ઞા માગે છે. કેટલીક આનાકાની પછી વેણીલાલ રજા આપે છે. સરસ્વતિ ઘર છોડી જવા પહેલાં વેણીલાલને પગે લાગી આશિષની યાચના કરે છે. વેણીલાલ સરસ્વતીને આશીર્વાદ આપે છે પણ "**ચંદુ જ્યારે મારા આશીર્વાદનો અધિકારી થશે ત્યારેજ એ વચનો મારા મૂખવાટે બહાર આવશે,**" એ વેણીલાલના શબ્દો સાંભળતાંજ ચંદુ કપાળ કુટે છે; અને પ્રતિજ્ઞા કરી ચાલ્યો જાય છે કે "જો જીવતો રહ્યો તો જરૂર હું તમારો આશિર્વાદ મેળવીશ"

---

# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ—નરાધમનું એકાંત મકાન.

ધી યંગ બ્લડસ એસોસીએશનના મકાનમાં છેલ્લો બનાવ બન્યા પછી વેણીલાલે પોલીસને ચેતાવી મંડળને છિન્ન ભિન્ન કરી નાંખ્યું છે, અને એનું નામનિશાન પણ નાબુદ કર્યું છે. જડબુદ્ધિ પોલીસના હાથમાં સપડાઇ પાંચ વરસ ઠોકાઈ ગયો છે. નરાધમ છટકી અહીં ભરાયો છે; અને સર્વ સત્યાનાશીનું મૂળ ગંગા અને ગોદાવરીને મારી તેમનાપર વેર લેવા તલસી રહ્યો છે. લાલુ નરાધમને મળવા

આવે છે નરાધમ હવે મુંબઈ છોડી ધાડ પાડવાનાં નવા ધંધામાં પોતાના કીસ્મત અજમાવવાનો ઇરાદો જાહેર કરે છે. ત્યાં છૂપી રીતે લાલુને મળવા નવલ આવે છે; અને પોતે પોતાના ધણીની સાથે મુસાફરીએ જવાની છે તે જાહેર કરે છે, એ સંબંધમાં પોતે કંઈ નવી ગોઠવણના વિચારમાં છે એવું કહી નવલને દિલાસો આપી લાલુ એને રવાના કરે છે. જયંત હવે ગંગાને પરણી ગયો તે લાલુથી ન સાંખી શકાવાથી જયંતપર વેર વાળવા ગંગાને ઉઠાવી જવા, વેણીલાલને મકાને જવા નરાધમ સાથે તયાર થાય છે.

## પ્રવેશ બીજો.

### સ્થળ—વેણીલાલનો બંગલો તથા બગીચો.

વેણીલાલ પાસે જયંત ચંદુ પાસે જઇ એને કંઈ સ્હાય કરવાની રજા માગે છે. ચંદુને અણીનેજ વખતે સ્હાય આપવાનું કહી વેણીલાલ એને રજા આપે છે. જયંત અને ગંગાનો હાસ્ય વિનોદ! ત્યાં નરાધમ અને લાલુ આવે છે. નરાધમ છૂપાય છે. જયંત અને ગંગા લાલુને બનાવે છે. લાલુ આવ્યો છે તેની ખબર વેણીલાલને આપવા જયંત જાય છે. લાગ જોઈ નરાધમ ગંગાને ઉઠાવી જવા તૈયાર થાય છે. ગંગા નરાધમને જોઈ, ગભરાઇ ચીસ પાડે છે, અને બેશુદ્ધ થાય છે, ગોદાવરી ગંગાની ચીસ સાંભળી આવે છે નરાધમ ગોદાવરીની છાતિમાં છરો મારી વેરની આગ બુઝાવે છે. એટલામાં જયંત અને વેણીલાલને આવતા જોઈ લાલુ અને નરાધમ નાસી જાય છે.

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—જંગલમાં એક ઝુંપડી,

નિઃસહાય અને સાધનહિન્ન છતા પણ ચંદ્રકાંત કંગાલ જીવન ગુજારતાં, ' **કર્તવ્ય એજ જીવન છે** ' એવુ નિશ્ચય પૂર્વક સમજી જાય છે. આજે ગુજરાતમાં ચોગરદમ દુષ્કાળ પ્રસરી રહ્યો છે. દુકાળીયાઓને સ્હાય આપવા ચંદ્રકાંત શેઠીઆઓને ઘેર ઘેર ફરી, પૈસાનુ ઉઘરાણું કરી તેમને કમોતે મરતા બચાવી એમની આશિષ મેળવી રહ્યો છે. જયંત પણ એજ પ્રદેશમાં આવી શ્રીમાન શેઠ તરીકે પોતાને જાહેર કરી, ચંદ્રકાંતની આ હિલચાલ ઉપર બારીક દેખરેખ રાખી રહ્યો છે. આજે ચંદુ એજ શ્રીમાન શેઠ (જયંત) ને ત્યાં ઉઘરાણા માટે ગયો છે, ત્યાં દુકાળીયાઓ આવી સરસ્વતિપર હુમલો કરવાની તેયારી કરે છે, એટલામાં ચંદ્રકાંત આવી લાગે છે,

અને ધીંગાણું ન કરવા એમને ઉપદેશ આપે છે. દુકાળીયા ખાવાનું માગે છે ખોરાક માટે તપાસ કરવા ચંદ્રકાંત ઝુંપડીમાં જાય છે. એટલામાં મુક્તિફોજના માણસો આવી દુકાળીયાઓને ખાવા આપવાનું કહી, પોતાની સાથે આવવા લલચાવે છે. ચંદુ આવી એમને અટકાવે છે. ત્યાં ચંદ્રકાંત અને મુક્તિફોજના અધિકારી વચ્ચે સમાજ કર્તવ્ય વિષે વાદવિવાદ થાય છે. એટલામાં ભૂખ્યા દુકાળીયાઓની ધીરજ ખૂટી જાય છે, અને મુક્તિફોજના માણસો સાથે ધર્માંતર કરવાનું કબુલ કરી ચાલી જવા તૈયાર થાય છે. ચંદ્રકાંત નિરાશ થાય છે. ત્યાં જયંત શ્રીમાન શેઠના વેષમાં આવી, દુકાળીયાઓ વચ્ચે ખોરાક વ્હેંચી આપી ચંદુને સાંત્વન આપે છે. બાદ મુક્તિફોજનો અધિકારી "તમારા હિંદુ ધર્મના ઉચ્ચ આદર્શો વ્યવહારૂ બનાવવાનો સમય હવે આવ્યો છે." એવું ગુઢ સૂચન કરી ચાલ્યો જાય છે. મુક્તિફોજના અધિકારી સાથની વાતચિત દરમ્યાન આવા અનાથ ગરીબ મનુષ્યોને માટે "મુક્તિફોજ" જેવી એક આદર્શ સંસ્થા સ્થાપના કરવાનો સંકલ્પ ચંદ્રકાંતે કરેલો તે છૂપાઇ ઉભેલો જયંત કળી ગયો હતો. ચંદ્રકાંતને જો આવી સંસ્થા ઉભી કરવીજ હોય તો તેમ કરવામાં એને જે સ્હાય જોઇએ તે આપવા-અપાવવાનો પોતાનો ઇરાદો જયંત જાહેર કરે છે. ચંદ્રકાંતનો સંતોષ! યોજના ઘડવા સર્વનું ઝુંપડીમાં જવું.

## પ્રવેશ ચોથો.

### સ્થળ—જંગલ.

ગોદાવરીનું ખૂન કરી પોલીસથી છૂપાતો નરાધમ હવે જંગલમાં ધાડ પાડી મુસાફરોને લુંટે છે. ગોદાવરીના ખૂનનો શક પોલીસને પોતાના ઉપર છે એવું માની બેઠેલો લાલુ નવલને સાથે લઈ મોટોરમાં ન્હાસતો અહિં આવી ચઢે છે. નરાધમ લાલુને લુંટી લે છે. નવલને લુંટવા જાય છે ત્યાં નવલ નરાધમની કમ્મરે લટકતી કટાર ખેંચી લઇ નરાધમને ભોંકે છે. નરાધમ નવલને પીસ્તોલ મારી બેભાન કરે છે. બાદ પોતે પણ મરી જાય છે. લાલુ ન્હાસી જાય છે,

## પ્રવેશ પાંચમો

### સ્થળ–એક ધર્મશાળા.

શ્રીમાન શેઠના વેષમાં જયંત ગંગા સાથે આ ધર્મશાળામાં આવી રહ્યા છે. ત્યાં નવલનું ખૂન થવાથી ગભરાટમાં ન્હાસતો લાલુ

અહી આવી ભરાય છે જયંત અને ગંગા અહી વાતો કરતા આવે છે. ,,સ્વાશ્રય સદન, નામનો ઉદ્યોગ આશ્રમ સ્થાપિત થઈ ચૂક્યો છે. સેંકડો અનાથ મનુષ્યો એ આશ્રમમાં આશ્રય મેળવી ઉદ્યોગ ધંધો શીખી પોતાના જીવન નિર્વાહનો માર્ગ ખુલ્લા કરી રહ્યા છે. હજારોના આશિર્વાદ આજે ચંદુ મેળવી રહ્યો છે. એ સર્વ પ્રતાપ શ્રીમાન શેઠ જયંતનાજ છે. આ આશ્રમ સમ્બંધી વાતચિત ગંગા અને જયંત કરી રહ્યા છે ત્યાં લાલુની નજર એમના ઉપર પડતાં એ ગભરાય છે, અને ગભરાટમાંજ એમની સમક્ષ જાહેર થાય છે. લાલુ પોતાને પોલીસને હવાલે ન કરવા જયંતને વિનંતી કરે છે. જયંત લાલુના ફેશનેબલપણા માટે તિરસ્કાર દર્શાવી એ હિત વચનો સંભળાવે છે. હવેજ લાલુની શુદ્ધિ ઠેકાણે આવે છે. માફી માગતાં બંને ખુશી થઈ એને આશ્રય આપે છે.

## પ્રવેશ છઠ્ઠો.

### સ્થળ—ચંદ્રકાંતનું નિવાસસ્થાન અને "સ્વાશ્રય સદન"

ચંદુ વાસીદુ વાળતો અને સરસ્વતિ ઘંટી દળતી નજરે પડે છે. ત્યાં લાલુ શુદ્ધ ગુજરાતી વેષમાં " વેણીલાલ આશ્રમ જોવા આવે છે એવી ખબર ચંદુને આપવા આવે છે. લાલુને સુધરી ગયો જોઈ ચંદ્રકાંત સંતોષ જાહેર કરે છે. ત્યાં વેણીલાલ, જયંત અને ગંગા આવે છે. ચદ્રકાંતની પ્રવૃત્તિ જોઇ વેણીલાલ સંતોષ પૂર્ણ હદયે એને અંતઃકરણના આશીર્વાદ આપે છે. ચંદ્રકાંત અને જયંત નીખાલસ ભાવથી એક બીજાને મળે છે. ત્યાં જયંત "તારા સહવાસે હું મારા દેહનું કલ્યાણ કરીશ" એવા વચનો ચંદ્રકાંતને કહે છે એ શબ્દો સાંભળતાંજ દુનિયાના પ્રપંચથી કંટાળેલા વેણીલાલને તિવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અને ચંદ્રકાંતને પોતાને ત્યાં આવી સર્વ વહીવટ સંભાળી લેવાનું કહે છે.ચંદ્રકાંત હવે માન,મરતબો, વૈભવ-યા લક્ષ્મિનો લાલચુ નથી રહ્યો પોતાનો આ આશ્રમ તજી એ ક્યાંય પણ જવા નથી ઇચ્છતો ! આખરે વેણીલાલ પોતાની સર્વ મીલ્કત ચંદ્રકાંતની ઈચ્છાથી એ આશ્રમને આપી દઇ વાનપ્રસ્થ થાય છે. અને ગંગા પણ એ આશ્રમમાંજ રહી સેવામંત્ર સ્વિકારે છે, લાલુ પણ સેવા ધર્મનો અંગિકાર કરે છે. ત્યાં કરૂણાશંકર વ્યાસ તિર્થ સ્થળોમાં ફરતો આવી ચઢે છે. અને સર્વને આશિષ આપે છે. ઇતિ,

---

# ભૂલનો ભોગ.

## નાટકનાં ગાયનો.

### સ્તુતિ.

૧

બાળાઓ—હે વિશ્વંભર દીન બંધુ દુઃખ હર
આર્યોનો ઉદય કર, હિંદ તણો ભય હર—હે વિશ્વંભર.
માગું જોડી કયકર, વિનતિ હૃદય ધર,
સત્ય માર્ગ દર્શાવ..........

સત્ય પંથે જન વૃત્તિ વર્તાવ
અર્પો એટલું હે....શ....ધા....વર—હે વિશ્વંભર.

૨

બાળાઓ—આ અજબ ખેલ સંસાર,
શાણા સમજો મન સાર,
પ્રાણી માત્ર જગરંગ ભૂમીપર, પાત્ર બને ક્ષણવાર—આ
પુરૂષ પ્રકૃતિ નાયક નાયિકા, સૂત્રધાર, પ્રભુધાર
માયા નટી થઈ નાચનાર,
છળી નખરાં કરે હજાર
દાનવ માનવ દેવ ફસાવે.
વીરલા પામે પાર—આ.

૩

**નાચેનારીઓ**—મોરે સરપે ગાગરીયાંકો ભાર.

સાંવરીયાં લે ઉતાર;

હાય હોગઇ હું મયતો બેઝાર બેઝાર—મોરે

પનીયાં ભરત મોરી કમર લચક ગઇ.

ચલત ચલત ગાગર સર ઢર ગઇ

કરત રહી હું પુકાર

મયહું નારી, ભોલી બિચારી,

હાથ દીજો સોરાર—સાંવરીયાં.

૪

**વેણીલાલ**—કુળ મર્યાદ ગહેન,

ભુષણ કુળનું સ્વજન.

યદી ફુલ કરે મન માણ

તોયે પ્યારા પરજન—કુળ

દ્વેષે, કલેશે સળગે જગત,

જવાલા પ્રસરી ઘર ઘર

ગુઢ તત્વ ધારી હૃદય.

યત્ન કરી ઠાર સજન—કુળ

૫

સરસ્વતિ—પતિ સુખનો નહીં આ ભવે વારો.
અધમ આ આર્ય તણો સંસાર ખારો-પતિ

વહુ બિચારી કરે વૈતરાં, અપજશનો શીરભારો.
સાસુ નણદી ખુબ સતાવે, હાય દુઃખી જન્મારો--અધમ

સતિ વિરૂદ્ધ પતિ ઉસ્કેરી, કરતી અધમાચારો
દંપતિ સુખમાં ભેદ પડાવે, સહેવાં કષ્ટ હજારો-અધમ

૬

ગંગા—ભણવા જતી ભોળી બાળા,
ભરમાવે તુજસમ ભામટા જગમાંય,

વાટડી જોતાં હડકાયા થઇ વાટે ઘાટે છુપાય,
છુટી મળતાં છોકરીઓને પુઠે પુઠે ધાય
કરે ઇશારો આંખડી કેરો, લાજ ધરે ન જરાય—તુજ.

ખોંખારો મારી ખરચર એ, ધ્યાન ખેંચતા ત્યાંય,
હસી હસાવી અરે ફસાવે જીવન ત્યાં ધુળ થાય;
એવા નર પશુઓના શીરે, વરસો શ્રાપ સદાય—તુજ.

૭

સરસ્વતિ—પ્રેમનાં મંદીર મારાં સુનાં હો આજ પીયુ.
પ્રેમનાં મંદીર મારા સુનાં—ટેક.

સુના આવાસમાં સ્નેહે પધરાવ્યાં, પગલાં આ પાવક પીયુનાં

પ્રકટાવ્યા અંતર ઉંડાણે શ્રદ્ધાદિપ, જપતી રહી જાય પ્રભુના
હો પ્રાણપિયુ-પ્રેમના.

ચંદ્રકાન્ત—તપતો આ લાલ સૂર્ય,
શોષે વારીને કરતો જળાશયો સુનાં
મૂશળધારેથી વર્ષાવી અંતમાં; રંજન કરે મન સહુના
હો પ્રાણ સખી મહાલીશું. ભાવ ધરી ધરી દુના-પ્રેમનાં

૮

લાલુ—વાગ્યાં હોય તે જાણે હો કામબાણ વાગ્યાં હોય તે જાણે
ઓલ્યા લંગોટીયા શું પિછાણે-હો કામ-
અલાઉદ્દીનને વાગ્યા, પૃથુરાજને વાગ્યા.
ઠંડા થયા'રે મસાણે

કરણઘેલાને પાટણમાંહે વાગ્યાં.
મેં વાંચ્યું ઈતિહાસ પાને—હો કામ.

વાંઢા આ લાલજી ફક્કડ વિલાસી. નયનોનાં બાણ મારી જાણે
ભોળી કોઇ ભેંસગાઇ ભડકી ઉઠે ત્યાં
નાઠ ઘસી નાંખવું તે ટાણે—હો-કામ

૯

સરસ્વતિ—ગાએ મીઠડી કોયલ રૂડું ટહુકારી-
આવે સજની પીયા અહીં પ્યારો
ખુશ મન કરનારી રીઝવતું પ્રાણ—મોદ.

રજની ગઇ કાળી ટળી હવે
'ઉર કમળ ખીલતું' રવિ ઉદયે
પ્રીય બધાની કાં તું ન લે લ્હાણ—મોદ.

૧૦

નરાધમ—છે દુનિયામાં ઉત્તમ પીવા શરાબ
ભલેને શાણાંઓ કહેતા એ ખાના ખરાબ
સંગત એની પ્યારિ. રંગત એની ન્યારી.
દીલદારી હુશીયારીનું, એ એક હથીયાર-દુનીયામાં.
સુગાએછે શાને લોક ગમાર.
દૂર રહે સ્વર્ગ આંગળ ચાર.
એક નહીં પણ લેતાં શીખો પેગ ચાર ચાર
દાના હોતો પીઓ બસ પીઓ શરાબ શરાબ-દુનીયામાં

૧૧

ગંગા—હું દીકરી થઈને અવતરી હિંદુ સંસારમાં
મુજ દીલને ના પીછશો બાપુ
તમ સ્વાર્થ કેરા ભારમાં—હું૦

સાખી.

પરવશ અમારી છે દશા, બાપુ જરા ઝાંખી જુઓ
તમ હાથથી જ્યાં ઠેલશો ત્યાં; બાંધશે ભાવી કુવો.
તરશું કે ડુબી મરશું તે જોવાનું ના તમને રહ્યું.
નિત માર મુંગો સહિ અમે આ શીર તમ ચરણે ધર્યું
ના દીલ કો ઉંડે ધરે, અમ રંકના ઉદ્ધારમાં.
દેખાડતા ચમકાર પણ દ્રવ્ય વ્યાપારમાં—મુજ.

વેણીલાલ-નાગા વેણુનાદે, દાના દીવાના થાએ
વીનાશ પંથે ચાલી; અંધા માર્ગ ભૂલે;
બુદ્ધિ જ્યાં હરાયેઃ—માયાં,
યૌવનનો મદ આકરો; આશા ભર્યો યુવાન;
ભવ તરવા ઇચ્છા કરે; છાતી બાંધી વ્હાણુ;
લાજે કુળ;ટળે સુખ;મળે દુઃખ;કરે અફળ સફર સંસાર;
રંગ રાગે લાગી ખોયે; બની ખ્વાર હાએ હાએ;
ખાન; પાન; સાન; ભાન; માન; જાન;
જતો એળે માનવ અવતાર;
જેના નામ ઠામ નાં નીશાન;—માયા.

## ૧૮

લાલુ-તારી પ્રેમ સરીતામાં પડવાદે ન્હાવાદે ડુબાવાદે રે,
નવલ-આ સરીતામાં સરીજતાંતો; નહી લાગશે વાર
પાછળથી પસ્તાવું પડશે; હારી થશો ખુવાર—તારી
લાલુ-સાગર તરીને પાર ઉતરૂં; અથંગ હું તરનારો રે;
નાશ જેવા ખાબોચીયાને; તરી જતાં શી વાર રે;
નવલ-શાન્ત નીર ઉંડા બહુ હોયે છે કંઈ તેનું ભાન;
લાલુ-ડુબી મરતાં છેલ્લા શ્વાસે;ધરીશ તારૂં ધ્યાન રે-તારી.

## ૧૯

ગંગા-તરસ્યા તસ દિદારના આ નયનો તલસે
દર્શનીયાં દેજો—તરસ્યા
અનેરા સંદેશા પ્રભુ પ્યારા;મીઠડા વેણુ કંઈ કહેજો-તરસ્યા.
નિર્બળ જાતિ નાર અમે; તમે પુરૂષ ચતુર સુજાણ
પશુથી પણ બદતર આમ જીવન
સુધારજો પ્રિય પ્રાણ



# રૉયલ નાટક મંડળી.



# સોનેરી જાળ.

નાટકનાં ગાયનો અને ટુંક સાર.



છપાવી પ્રસિદ્ધ કરનાર

**શેઠ મહાશંકર વેણીશંકર.**

રૉયલ નાટક મંડળીના માલેક, મુંબાઇ.

હાલ મુકામ-લક્ષ્મીકાન્ત થીએટર,

સુરત.

લેખક:—

**જામન.**

ડાયરેક્ટર:—

**મી૦ સોહરાબજી મેહરવાનજી કાત્રક.**



આવૃત્ત ૩ જી      પ્રત ૫૦૦૦





સને ૧૯૨૫.



કીંમત ચાર આના.

# સોનેરી જાળ

## નાટકના મુખ્ય પાત્રો.



### પુરૂષ પાત્રો.

રામગોપાળ...........એક દાંભિક પાખંડી સાધુ.

સુંદરસેન ...........રાજયગાદીનો સગીર વારસ.

રણજીતસિંહ .......સેનાપતિ. સુંદરસેનનો પિત્રાઈ ભાઇ.

બળદેવસિંહ .......રાજ્યનો વફાદાર પ્રધાન.

જગદેવ .... .... ....એક પરરાજ્યનો પાટવીકુમાર, બદેળવનો મિત્ર.

ચંદ્રશંકર....... ....ન્યાયાધિશ.

હેમુ ....... .......બળદેવસિંહનો વફાદાર જાસુસ.

કનૈયો.... ...........રામગોપાળનો મૂર્ખ પટ્ટ શિષ્ય.

### સ્ત્રી પાત્રો

લક્ષ્મિદેવિ..............વિધવા રાણી. સુંદરસેનની માતા.

વસંતિકા....... ........તેની પૂત્રી.

રંભા.......... .......બળદેવસિંહની પૂત્રી.

માલતી.... ....... ....હેમુની પ્રેમપાત્ર પાછળથી પરણેતર.

જટીલા.... .... .... ....માલતીની કાકી.

વિશાખા.... ....... ....રામગોપાળની ખાસ વારાંગના.

તે ઉપરાંત સખીઓ, કંચનીઓ, સિપાઈઓ, લશ્કર, લોક નાયકો, દ્વારપાળ ઇત્યાદિ ઇત્યાદિ.



ॐ

# સોનેરી જાળ.

## નાટકનો ટુંક સાર.

જગતમાં હર કાળમાં, દરેક દેશમાં, દરેક માનવ સમાજમાં જ્યાં હરકોઈ ધર્મનો પ્રચાર થયો, ત્યાં ધર્મને નામે મિથ્યા ધતીંગનો પણ સાથે સાથે ઉદ્‌ભવ થયો છે. વાચાળ ચતુર, ડોળઘાલુ આડંબરી સાધુઓ પોતાના ઉદર પોષણું અર્થે તથા તેમના અંતરમાં ઘર કરી બેઠેલી વાસનાઓને અમલ કરવા અર્થે શાસ્ત્રાભ્યાસનો પોતાની વૃત્તિઓને અનુકૂળ અર્થ કરી, રંકથી રાય પર્યંત, ભોળા શ્રદ્ધાળુઓને પોતાની **સોનેરી જાળમાં** ફસાવી, સ્વેચ્છા મુજબ દોરે છે. એવા સ્વાર્થી સાધુઓએ તેમના પ્રત્યેની અંધશ્રદ્ધાનો દુરૂપયોગ કરી, પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા, અનેક પ્રપંચો કરી તેમના વિરોધીઓ ઉપર તથા સમાજપર સત્તા ભોગવતી વ્યકિતઓપર કાબુ મેળવી. અનેક પ્રકારના અમાનુષિક અત્યાચારો કરેલા છે; તેની સાક્ષી દરેક દેશનો ઈતિહાસ પોકાર પોકારી આપી રહ્યો છે. તે માંહેનું એકાદ નાનકડું ચિત્ર આ નાટકમાં આલેખવાનો અલ્પ પ્રયાસ કરેલો છે, અસ્તુ !

### મંગળાચરણ અને વસ્તુ સુચનઃ—

હિમાલયના એક એકાંત પ્રદેશમાં ભક્તિ, નીતિ અને કરૂણા ઈશ્વર સ્તુતિ કરે છે. ત્રણે દેવિઓ અંધશ્રદ્ધાના પાટા દુર કરવા પ્રયત્ન કરે છે, એટલામાં છળ અને કપટ સાથે દંભ આવી શ્રદ્ધાનો કબ્જો લેવા પ્રયત્ન કરે છે. શ્રદ્ધા સ્હાય માટે સત્યને પોકારે છે. સત્યનું પ્રગટ થવું. દંભ છળ અને કપટ ન્હાસી જાય છે. સત્ય શ્રદ્ધાનો આંધા દુર કરે છે.

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રાણી લક્ષ્મિદેવિનું શિવાલય.

લક્ષ્મિદેવી તથા તેની પુત્રી વસંતિકા, પ્રભુ ભક્તિ કર્યા બાદ, ઇશ્વરની મહત્તા વિષે પ્રશ્નોત્તર કરે છે, ત્યાં બળદેવ આવી રામગોપાળ જેવા એક દાંભિક સાધુ પ્રત્યે અંધશ્રદ્ધા રાખવા ચેતવણી આપે છે. ભોળી રાણીનો અડગ વિશ્વાસ. બળદેવને ઠપકો. રામગોપાળના પાપાચરણના પૂરાવા રજુ કરવા રાણીએ બળદેવને કહેવું. બળદેવ બીડું ઝડપે છે. બાદ રાણી અને વસંતિકાનું જવું. ;બળદેવ શિકારે જાય છે. બળદેવ પ્રત્યેના દ્વેષથી બળતો રણજીત આવે છે. કનૈયો આવી રણજીતને રામગોપાલ પાસે તેડી જાય છે.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—જંગલ ડમ્બ સીન.

શિકાર કરી વિશ્રાંતિ લેવા બળદેવ એક વૃક્ષ નીચે સૂતો છે. એટલામાં પગે કાંટો લાગવાથી પીડાતો એક વનરાજ કેસરી પ્રવેશ કરે છે. બળદેવને જોઇ પોતાના પંજા વડે તેને જાગ્રત કરે છે. બળદેવ ચોંકી ઉઠી ખંજર મારવા તૈયાર થાય છે; પણ વનરાજને સ્વસ્થ ઉભેલો જોઇ સમયસૂચક પણ ચતુર બળદેવ એનું દુઃખ પામી જાય છે. સિંહના પગેથી કાંટો કાઢી નાંખે છે. પીડાથી મુક્ત થયેલો કેસરી પ્રસન્ન ચિત્તે બળદેવ સાથે ગેલ કરે છે.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—કનૈયાનું મકાન.

બળદેવનો જાસુસ હેમુ વેષ બદલી કનૈયાનો કાકો બની, કનૈયાની સાળી માલતી તથા બુઢી કાકી સાસુ જટીલા સાથે પ્રવેશ કરે છે, હેમુ કનૈયા પાસેથી રામગોપાળનો ભેદ જાણવા પ્રયત્ન કરે છે. કનૈયો બેવકુફ બની, ભેદ સ્ફોટ કરે છે. માલતી ઉપર કનૈયો તથા હેમુ આશક પડે છે. હેમુ માલતીને પોતાના વીશ્વાસમાં લઈ પ્રેમ

જાહેર કરે છે. માલતી કબુલ થાય છે. બાદ કનૈયો પ્રેમ કરી જાણતો ન હોવાથી હેમુની સલાહ લે છે. જટીલા ડોસી સાથે પ્રેમનો પ્રયોગ કરી પછીજ માલતીને પરણવાની સલાહ હેમુ આપે છે. કનૈયો સંમત થાય છે.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—રામગોપાળનું ભવ્ય નિવાસ સ્થાન.

કંચનીઓના સહવાસમાં રામગોપાળ વસતોત્સવ ઉજવી રહ્યો. છે, દાંભિક સાધુનું દંભયુકત સંભાષણ ! બગીચામાં હેમુ એક વૃક્ષ ઉપર છુપાઈ બેસી કેમેરાથી કંચનીઓની સોડમાં બેઠેલા રામગોપાળનો ફોટો લઈ લે છે રણજીતનું આવવું. જો રણજીત રામગોપાળને એક લક્ષ સુવર્ણ મોહોર ભેટ આપે અને કુમારી વસંતિકા એને સોંપી દે તો તેના બદલામાં રામગોપાલે રણજીતને રાજ્યનો વાલી ( ટ્રસ્ટી ), અને વખત આવે ખુદ રાજા બનાવવો, એવા કોલકરાર બંને પાપાત્માઓ વચ્ચે થાય છે, દસ્તાવેજપર રણજીત સહી કરે છે, કરારની નકલ રણજીત ગફલતીથી ભોંયપર નાંખી દે છે. બાદ બંનેનું જવું વૃક્ષપરથી હેમું નીચે ઉતરી, નકલ ઉપાડી લઈ ખુશી થતો જાય છે.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાજ્ય મહેલને લગતો એક ભાગ.

રામગોપાળનો લીધેલો ફોટો હેમુ બળદેવને દેખાડે છે, એટલામાં હજી ઉચ્ચિત સમય આવ્યો નથી એમ નિશ્ચય કરી બળદેવ ફોટો છુપાવે છે, અને રાણીને રામગોપાલ વીષે ચેતતા રહેવાનું પૂરીથી કહી ચાલ્યો જાય છે, રામગોપાલનું આવવું. ઢોંગી ગુરૂના ધર્મ ઢોંગ ! કુમારી વસંતીકા તથા સુંદરસેનનું આવવું. રાણી રામગોપાલનું વર્તન જોઈ શંકાશીલ થાય છે. કુમાર તથા કુમારીને બહાનું કાઢી ત્યાંથી દુર મોકલી દે છે. રામગોપાલ થયેલું અપમાન સમજી જાય છે. અને વસંતીકાને પાછી બોલાવવા આગ્રહ કરે છે. રાણીનો અચલ નીશ્ચય જોઈ, બળદેવનું કાસળ કાઢવા કરેલા નીચ પ્રપંચને અનુસરતો શ્રાપ આપી, ગુસ્સામાં ચાલી જાય છે. ભાવિ આફતના ભણકારાથી રાણીનો ગભરાટ !

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—સુંદરસેનનું શયન ગૃહ.

સુંદરસેન નિંદ્રાધિન પડયો છે. ત્યાંથી તેને ઉપાડી જઈ, બળદેવના ગૃહ નીચેના ભોંયરામાં પૂરી, તે બદલ બળદેવપર રાજદ્રોહનો આરોપ મુકી તેનું કાટલું કાઢવા રામગોપાળ, કનૈયો તથા રણજીત પ્રવેશ કરે છે. એટલામાં હેમુએ આપેલી બાતમીથી સુંદરસેનનું રક્ષણ કરવા છુપાવેષમાં બળદેવ પ્રવેશ કરે છે. એક ગમ ત્રીપુટી અને બીજી બાજુ બળદેવ છુપાય છે. દરમ્યાન સુંદરસેનના પ્રેમે બળતી બળદેવની પૂત્રી રંભા એનું મુખદર્શન કરવા આવે છે. બળદેવનું વિસ્મય થવું. વિહ્વળ રંભાના સ્પર્શથી કુમારનું જાગૃત થવું. કુમારનો ઠપકો ! રંભાનો દુરાગ્રહ ! નીરૂપાયે સુંદરસેન રંભાને આલીંગન દેવા તૈયાર થાય છે. પતીત થતી પુત્રીને બચાવવા બળદેવનું ધસી આવવું. રંભાની ચીસ સાંભળી રાણીનું આવી ચડવું. રામગોપાળ પ્રપંચથી બળદેવપર કુમારના ખૂનનો આરોપ મુકી એને કેદ કરે છે. પુત્રીની પત જાળવવા બળદેવ ખુલાસો ન કરતાં મુંગો રહે છે. રાણીને રામગોપાળ ઉપર પાછી શ્રદ્ધા છે. બળદેવને ફીટકાર.

ટેબ્લો.



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.



### સ્થળ—રણજીતનો મહેલ.

રણજીત તથા રામગોપાલ ચંદ્રશંકર ન્યાયાધિશને બોલાવી અદાલતમાં બળદેવને કોઈપણ પ્રકારે ગુન્હેગાર ઠરાવી દેહાંત દંડની સજા કરવાનું ફરમાવે છે. ચંદ્રશંકરનો ઇન્કાર. ચંદ્રશંકરને પદભ્રષ્ટ કરે છે, અને રામગોપાલ પોતેજ ન્યાય છણવાનો નીશ્ચય કરે છે.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—બગીચો.

વસંતિકા સાથે સખીઓનો હાસ્ય વિનોદ. બાદ કુમાર જગદેવ કે જે રાજ્યના ખાનગી કાર્ય માટે રાણીને મળવા આવ્યો છે તેનું આગમન, અને વસંતીકા સાથે સ્નેહમિલન. રામગોપાલ ત્યાં અચાનક આવી બન્નેને ઠપકો આપે છે. ગુસ્સે જગદેવ રામગોપાલને દાઝે બળતો તરછોડી વસંતીકા સાથે ચાલ્યો જાય છે. રામગોપાલનો ક્રોધ.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—કનૈયાનું ઘર.

હેમુ જટીલા ડોસીને કનૈયા સાથે પ્રેમનો અખતરો કરવાનું સૂચવે છે. કનૈયો અને જટીલાની ફજેતી. ગુસ્સે ભરાયલી જટીલા માલતીને હેમુ સાથે પરણાવી દે છે, કનૈયાની નીરાશા !

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—ખાનગી દરબાર.

રામગોપાલ ખુનના આરોપસર બળદેવને ભૂખ્યો સિંહ ફાડી ખાય એવી દેહાંત દંડની સજા ફરમાવે છે. પોતાના મરણ બાદ રંભા નિષ્કલંક જીવન વ્યતીત કરી શકે એવા હેતુથી બળદેવ એ સંબંધમાં બચાવ ન કરતાં સજાનો સ્વિકાર કરે છે.

ટેબ્લો.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાણીનું મહાલય.

બળદેવને દેહાંત દંડની સજા થવાથી રાણીના આશ્રય હેઠળ આવી રહેલી શોકગ્રસ્ત રંભાને સુંદરસેનનો દીલાસો. રાણીનું આવવું. પિતાને બચાવવા રંભાની વિનંતી. અંધ શ્રધ્ધામાં ડુબેલી રાણીનો નિરાશા ભર્યો જવાબ. જગદેવ આવી,

હેમુ પાસેથી મેળવેલો ફોટો તથા કરારની નકલ રાણીને દેખાડે છે. સત્ય હકીકત જાણવાથી તેણીનો રામગોપાલ પ્રત્યે ધિક્કાર. બાદ લોક નાયકો આવી બળદેવને બંધનમુક્ત કરવા વિનંતી કરે છે. રાણીનું આશ્વાસન તત્કાળજ રામગોપાળ આવી, સર્વનું અપમાન કરી, જગદેવ તથા સુંદરસેન શિવાય બધાને કેદ કરી લઈ જાય છે.

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—રસ્તો.

સુર્ણ કનૈયાને, જગદેવ છુપા વેષમાં આવી રામગોપાલનું કાટલું કાઢી નાખવા ઉશ્કેરે છે.

## પ્રવેશ ૭ મો.

સ્થળ—શહેરબહારનુ ચોગાન.

રાજ્યદ્રોહીઓને કેવી ભયંકર શિક્ષા થાય છે તેનું દશ્ય નિહાળવા સર્વ રાજ્ય કેદીઓને રામગોપાળ માંચડા પર લાવી બેસાડે છે. બાદ બળદેવને ચોગાનમાં લાવી એનો ભક્ષ કરવા સીંહને છુટો મુકવામાં આવે છે. પિતા સાથે પરલોકમાં પ્રયાણ કરવા રંભા ચોગાનમાં આવી બળદેવને ભેટી પડે છે. રાક્ષસ રામગોપાળનો અત્યાચાર ! ફાડી ખાવા ધસતો આવતો સિંહ તથા બળદેવ એક બીજાને ઓળખી કાઢે છે. પુત્રીનો અદ્ભુત બચાવ. બળદેવને સિંહ સાથે ગેલ કરતો જોઇ રામગોપાળ પોતાની બેઠકપરથી ઉભો થઈ જાય છે. કનૈયો લાગ સાધી એને ચોગાનમાં ધક્કો મારી ફેંકે છે. ભૂખ્યો વનરાજ રામગોપાળ પર તુટી એનું નાક કરડી ખાય છે. એટલામાં રણજીત સિંહને બેજાન કરે છે. ગડબડનો લાભ લઇ જગદેવ, રંભા તથા બળદેવને ન્હસાડી લઈ જાય છે.

ટેબ્લો.



# અંક ૩ જો.



## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રામગોપાળનું વિલાસ ગૃહ.

ભાવિક મંડળ સાથે બળદેવ તથા હેમુ છુપા વેષમાં દાખલ થઇ જાય છે. હેમુ તથા બળદેવની સૂચનાથી કનૈયાને મુર્ખ બનાવી, તેનીજ ભલામણથી રામગોપાળના દર્શન કરવાને બહાને માલતી વેશ્યાનો સ્વાંગ ધરી રામગોપાલ સાથે પ્રવેશ કરે છે. રામગોપાલની દાંભિક વિચિત્ર લીલા ! ભાવિક મંડળનું જવું. બળદેવ તથા હેમુ છુપાય છે. કામાતુર બનેલા રામગોપાલનો ભેદ લેવા માલતી પ્રયત્ન કરે છે. બાદ સંકેત મુજબ જગદેવ આવી રાણીને બંધન મુક્ત કરવા વિનંતી કરવી. રામગોપાલનો ઉડાઉ જવાબ, જગદેવનું જવું. રણજીતને રામગોપાલે હવે રાજ્યનો વાલી બનાવ્યો છે. તેના આશ્રય નીચે રહેલી વસંતિકાને સોંપી દેવાની રામગોપાલની ધમકી, રણજીત, તેમ કરવાનું કહી જાય છે. બાદ માલતી રામગોપાલને મુર્ખ બનાવી ભેદ જાણી લે છે. બાદ નાચરંગ. બળદેવ તથા હેમુ જાહેર થઇ રામગોપાલને બાંધી, રાણીને ટુંક મુદતમાં છોડી દેવાની ધમકી આપી ન્હાસી જાય છે.

### ટેબ્લો.

### સ્થળ—કનૈયાનું મકાન.

રાણી લક્ષ્મિદેવીને રામગોપાલે કયાં છુપાવી છે તેનો ભેદ કનૈયા શિવાય કોઇ પણ જાણતું ન હોવાથી તેને કેદ કરી લઇ જવા હેમુ આવે છે. જટીલા, ડોસી તથા કનૈયાને મુર્ખ બનાવી હેમુ કનૈયાને પકડી લઇ જાય છે. હેમુ જેવો [જુવાન વર માલતીને મળ્યો હોવાથી જટીલાનો આનંદ.

## પ્રવેશ ૩ જો.

સ્થળ—ગુફા,

રામગોપાલ રાણીને વસંતિકા સોંપી દેવાનું સમજાવે છે. રામગોપાળની સોનેરી જાળ જોઈ રાણી ગભરાય છે. પ્રજાહિતને અર્થે પોતાનો ભોગ આપવા વંસતિકા રાણીને સમજાવે છે. રાણીની હૃદય વિદારક વિટંબણા. બાદ બળદેવ જગદેવ તથા સુંદરસેનને કનૈયો દાખલ કરે છે. રાણીનો આણીને સમયે બચાવ. રામગોપાલ કેદ, સર્વને થાપ આપી કનૈયાનું ખૂન કરી રામગોપાલ છુપાદ્વારથી ન્હાસી જાય છે બાદ જગદેવ જે રાજની સરહદથી થોડે દુર છાવણી નાંખી પડયો છે ત્યાં સહુને લઈ જાય છે.

## પ્રવેશ ૪ થો,

સ્થળ—જગદેવની છાવણી પાસેનું ઉપવન.

લાંબા સમયના વિયોગ બાદ સુંદરસેન તથા રંભાનો નિર્દોષ હાસ્ય વિનોદ. રાણી રામગોપાલ પાસે જઈ પોતાનું સુંદરસેનનું તથા વસંતિકાનું બળીદાન દેવા તત્પર થવાથી બળદેવ તથા જગદેવની ગુચવણ! બાદ જગદેવ તથા વસંતિકાની વિનોદી ટીખળ.

## પ્રવેશ ૫ મો,

સ્થળ—રામગોપાલની છાવણીનો એક ભાગ.

રાણી લક્ષ્મિદેવી સુંદરસેન તથા વસંતિકા સાથે બળીદાન દેવા રામગોપાલની છાવણીમાં આવે છે. પોતાનાં આત્મશ્રધ્ધા તથા આત્મબળે સેનાપતિ રણજીત અને લશ્કરપર, શસ્ત્ર ચલાવ્યા વગર, રાણી યુક્તિથી વિજય મેળવે છે.

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—શિવાલયના ચોગાનમાં રામગોપાળનો પડાવ.

રામગોપાળ જો પકડાય તો તેના પ્રાણને કંઇપણ હાની ન થાય એવી સુચના લક્ષ્મિદેવિએ કરેલી હોવાથી, એને

નાસી ન જવા દેતાં, રોકી રાખવા માટે બળદેવ હેમુને છુપા વેષમાં મોકલે છે. વિજયની આશાએ મ્હાલતો રામગોપાળ! જો વિજય મળે તો રણજીત-સીંહને રાજા ન બનાવતાં, પોતેજ રાજા બની બેસવાનો નીશ્ચય કરે છે, નાચરંગ! બાદ પૂજારીના વેષમાં આવેલો હેમુ શ્રી શંકર સમક્ષ વિલાસ કરવા માટે રામગોપાળને ઠપકો આપે છે, સત્તા, મહત્તા લક્ષ્મિ, વૈભવ ઈત્યાદીની ટોંચે પહોંચેલો મદાંધ રામગોપાળ શ્રી શંકરની અવગણના કરી, અપમાન કરવા તૈયાર થાય છે. અભિમાનની ટોચે ચહેલાને હેઠો પાડવા જ્યાં મનુષ્ય પ્રયત્ન નિષ્ફળ થવા સંભવ હોય ત્યાં દૈવ એ દાવ સાંધે છે. જંગલમાં ભટકતો નાગ આવી શીવા-લયના દ્વારની વચ્ચો વચ્ચ લટકી રહયો છે ત્યાં રામગોપાળ શ્રી શંકરને પાદ પ્રહાર કરવા મંદીરમાં ધસે છે. દ્વારમાં પેસ્તાંજ નાગ એને કપાળમાં ડંખ મારે છે રામગોપાળ એક ક્ષણમાંજ મરણને શરણ થાય છે. ચોરને પોટલે ધૂળની ધૂળ લશ્કર સહીત સર્વનું આવવું. રક્તપાત વિના વિજય અપા-વનાર શ્રી શંકર ભગવાન સમક્ષજ પ્રેમી જોડાંઓનો હસ્ત મેળાપ અને સુંદરસેનને રાજ્ય તિલક. બાદ આનંદ! આનંદ!! આનંદ!!! ઇતિ.

શ્રી કૃષ્ણાર્પણ મસ્તુ.



# સોનેરી જાળ.

## નાટકનાં ગાયનો.



૧

ભક્તિ નીતિ અને કરૂણા—

તિમિર વિનાશક, જ્ઞાન પ્રકાશક.
ચરણ શરણ,
વિશ્વકેરો વિશ્રામ; તુંહિ તુંહિ રામ;—તિમિર.
છળ કપટ-દંભે ઉભરાતી આલમ અન્ન તમામ,
ભક્તિ, કરૂણા; નીતિ તજતી, જનતા હારી હામ;
કરૂણા સાગર, નટવર નાગર;
શાંતિ દેહે શ્યામ;—તિમિર.

૨

લક્ષ્મિ અને વસંતિકા—

સકળ વિશ્વાધાર તું પ્રભુ,
અચળ અમલ તુજનો નિરધાર—તું પ્રભુ—સકળ.
જડ ધનથી બહુ જડતા વધે, બુદ્ધિ ધને વિવેક,
ભક્તિ ધને મુક્તિ મળે, જો જાળવે નીજ ટેક;
જન્મ મરણનો તૂંહિ વિધાતા,
સુખ દુઃખ કેરો દાતા ત્રાતા,
વંદુ પાલનહાર;—અચળ.

ભલે અઢળક હોય ખજાનો,
ભલે પ્રતાપ હોય વિદ્યાનો,
ભોગવવાને જોઇએ, પ્રભુના ઘરનો પરવાનો;—ભલે.
સત્તા મળી શા કામની, જો ન્યાય પંથે વળાય ના,
મહત્તા મળી શા કામની, જો એક ટેક પળાય ના,
વિદ્યા મળી શા કામની, મદ મોહ કંઇ જો તજાય ના.
શ્રધ્ધા ધરી શા કામની, જો આત્મ શ્રેય સધાય ના,
ભલે સુત હોય ધર્માત્માનો,
ભલે મૂરખ હોય કે દાનો—ભોગવવા.

૪

બળદેવ—

જ્ઞાન અહો અરે જ્ઞાન અહો, એમ આલમ આખી બકતી
આલમને ઉકેલી જોતાં, જ્ઞાન વિના આથડતી;—જ્ઞાન.
જ્ઞાન ભરી મનમાં સાગર સમ, આચારે નવ બિંદુ,
તૃષા છિપાવે એ નવ કોની, જેમ ખારૂં જળ સિંધુ;–જ્ઞાન
પયમાં સાકર જઈ ભેળાતાં, મિષ્ટ તેક્ષણ થાય છે,
જ્ઞાનોદય જો સત્ય હોય તો, આચારે દેખાય છે;
અવનિયે આચાર પૂજાયે, અવધિ જ્ઞાન દશાની હો,
જ્ઞાન સત્ય આચારે જેટલું, બાકી દંભ નિશાની હો;–જ્ઞાન.

૫

કનૈયો હેમુ અને જટીલા—

બુઢો થયો પણ હેવા ગયા નહિ;
જાય છે કયાં જખ મારવા,
નફ્ટ જૂવાન નાજુક નારથી,
ચાહે તું નયના લડાવવા;—બુઢો.
કાકો હું તારો માલેતુજાર,

વારસ તારો ખરો હકદાર,
હું અલબેલો, આશક ઘેલો, એ છણુકાળી નારે;
મનાવવા એ માનુનિને, છેડ ન કરતો છાની,
હોંસીલા કાકા,
પરણી આ કાકીની સાથે લ્યો લ્હાણી;
જો પીટયો રોઢયાળ, હાય (૩)—ખુઢા.

૬

## વિશાખા

કાના તોસે હોગી લરાઇ,
કયું રે મોરી ચોલી ચુરાઈ;—કાના.
લાલ ચુનરીયાં, લાલથી ચોલી, ચોરી કરત ચતરાઈ,
લાલ ગાલપે, કપટી કનૈયા, ચુંબન દે શરમાઈ,
સુધ બુધ મોરી તુને હરાઇ;—કાના.
લાલ ગુલાલ ઉડાયો બદનપે, સ્નાનકો મયેં લલચાઇ,
ચીર ચુરાકે ચડયો તું કદંબપે. તોહે શરમ નાહિં આઈ,
શ્યામ મયેંતો નાર પરાઇ;—કાના.

૭

## વિશાખા

દિલદારકી હર યાદમેં જોબન ગયા તો કયા હુવા;
યે ગુલ બદન કીસ કામકા, દિલદારકી યારી બીના,
દિલદાર નહિં તો હમ નહિં, જોગન બની તો કયા હુવા;
(વો) ઇશ્કકી લ્હેઝત બીના, ના ચયન દિલ પાવે કહીં;
જપતે ઝબાંપર નામકો, દમ ભી ગયા તો કયા હુવા;
હીરા મીલા, મોતી મીલા સૂરત મીલી, સબ કુછ મીલા,
દિલદાર આકે ના મીલા, જોબન મીલા, તો કયા હુવા;

૮

બળદેવ—

વિશ્વાસે વંઠી ગયું, વિશ્વ સકળ કળિકાળમાં,
માછી પકડે મત્સ્ય આનંદે સોનેરી જાળમાં;—વિશ્વાસે.
વિકાર અંધશ્રદ્ધાનો બૂરો અપાર,
સત્ય સૂઝે ન બૂઝે લગાર,—વિશ્વાસે.
જ્ઞાન ધર્મ જુઓ આજ હા ! વેચાયે બજાર,
બન્યાં મંદીર હાટ, ચાલે ધર્મનો
દંભડોળ ભયો ગુરૂ જનનો વ્યવહાર;
લક્ષ્મિ લલનાના લાલચુ દુનિયાને દોરનાર,
બંધાયો બંધન શું તોડનાર—વિકાર.

૯

લક્ષ્મિ—

ભ્રાંતિ થઇ મન, બુદ્ધિ હરાઇ,
હૃદય આ મુંઝાયે, જાયે દુભાઇ;—ભ્રાંતિ,
અગમ યુદ્ધ જાગ્યું આ અંતર માંહે,
શંકા કે શ્રદ્ધા શ્રી ચર્ણ માંહે;
તિમિરનિશા હા ! હૃદયમાં છવાઇ.—ભ્રાંત.

૧૦

કંચનીઓ—

મોરા બાલા જોબનવામેં આગ લગાય ગયોરે,
કપટી કનૈયા. ઢીટ સૈંયા,
મોરા ભોલા જોબનવામે ડાઘ લગાય ગયોરે;—મોરા.
બંસરી બજાકે બાવરી મોહે, બનાઇ,
મોરિ ગલીયાં આકે હરી,
અરી નયનોસે નયના મિલાય ગયો રે;—મોરા.

પનઘટપે પાલવસે મોહે પકરી,
મોહે છતીંયા પર ધરી,
અરી અધરસે હરી અધર મોહે લગાય ગયોરે;—મોરા.

૧૧

વસંતિકા અને સખીઓ—

પ્યારી તારી કીકી કામણગારી કાં;
કામણગારી કારી કટારી,
ભોગી કો ભ્રમરને ભૂંડી મારી કાં;—પ્યારી.
મને બળેલીને ના બાળો, અંતર દે તમને ગાળો,
ટીખળ આ તો હવે ટાળો, હું તો હારી હા;
લાગી તેને લાગી, દે સુખ શાંતિ ત્યાગિ,
ભમે અનુરાગી, પુઠે તારી કાં;—પ્યારી.
પયોધર ઉછળે, હઇડું ધડકે,
નાજુક નયને જોબન ઝળકે,
જાઓ સખી ન સતાવો ન બનાવો,
લૂંટો આનંદનો લ્હાવો, બાળી કાં—લાગી.

૧૨

વસંતિકા અને જગદેવ—

જાઓ પિયા શાને લ્યો છો મારો કેડો,
રસીલી બાળા, શાને રીસાઓ લાગ્યો નેડો;—જાઓ.
વચન આપી વિશ્વાસે રાખી,
થઇ કસુર, લ્યો આપો માફી,
છોડો છોડોને મારો છેડો, ઠગારા રાજ;—રસીલી.
(અંતર ઉર્મિ ઉછળે વ્હાલા, તાપ શમ્યો નવ જાય,)
(શાંતિદાયક સ્નેહ સિંચન ચુંબનથી ઓલવાય;)
ધુતારા રસાળાં બોલી વચન ના છેડો,
રસીલી બાળા શાને રીસાવો લાગ્યો નેડો;
ના, ના.....ના........ના....................જાઓ.

૧૩

જટીલા—

પ્રેમની પીડા તે કોને કહિયે,
હો મધુકર—પ્રેમની.
થાતાં ન જાણી પ્રીત,
જાતાં અકળાઈ હાય,
હાથના કીધાં તે વાગ્યાં હઈયે,
હો મધુકર—પ્રેમની,

૧૪

હેમું, કનૈયો, માલતી ને જટીલા—

ચાલો સાસુજી જમાડોને કંસાર,
ઓ કાકા કલંધર, માર્યો તેં તો ઠાર;—ચાલો,
માલતીને કરવા મારી, બોલાવી બુઢી કહી પ્યારી,
હજીયે હૈયેથી લે ચાંપી, જા બુઢી તુજને આપી;
હાયરે કાકા હાય (૨);—ચાલો.
(મારા ધણીને સુવા કાં દે છે ગાળ)
(આ ખડતલ ખોખાએ બગાડયો સહુ ઘાણ)
હાય (૨) જો પીટયો રેઢિયાળ
સુનો થયો હાય મારો સંસાર;—ઓ કાકા.

## પંજાબી નાચ

ચુંડીયાંવાલીએ બમ્મનીએહો
બમ્મનીએહો ૪
લઅદિ નાલોં ટૂટદીચંગી મેરી એકદરાંદી યારી
ભલા હો યા લડનેડ્યો છુટા મેરી ઉમર ન બિતી સારી, બ. ૩.—ચુ
મયનુ તેરીસોં થોડા ગલ્લાયદા સચલોગોં
પખ્ખી ગોરી દે હથ લોગોં
સુશકિ ઘઘરા લકલોગોં
જંબુદી ચડના ટકલોગોં
પાન્હું મજુરીયા નહિંયોં લેંના જીન્દે નહિંઓાં લેના. ચુ

૧૫

## રંભા અને સુંદરસેન

કેવી દશા થઈ,
આશા અફળ ગઈ;—કેવી.
ભાગ્ય ચક્ર ચંચળ સદા, અચળ શીરે ના હોય,
આજે નૃપ પૃથ્વીતણો, કાલે ભીખારી હોય;
વિધિએ વૈભવ પોખ્યાં, દુઃખડાએ દ્વાર ઠોક્યાં,
સતિઆ નિત દુઃખિયારે, જગતે ઠગ જૂઠાં પોંખ્યા—કેવી.
સમજ સમય બળવાન છે, નહિ પુરૂષ બળવાન,
કાબે અર્જુન લૂંટીયો એજ ધનુષ એજ બાણ;
સુખ દુઃખ સંસારીઓના, ના છે સમજાય તેવાં,
પાપી પ્રતાપ વાધે, ધર્મીને સંકટ સ્હેવાં;—કેવી.

૧૬

## ભાવિક મંડળ—

દ્રઢ મન ચરનમેં રખીયે, ઓ ભાવિક,
દ્રઢ મન ચરનમેં રખીયેજી,
અલ્પ મતિકી શક્તિ પિછાની,
ભક્તિકો સ્વાંગ ધરીયેજી;—દ્રઢ.
રજ તમ અન્નકો આહાર તજીયે, મિષ્ટાન્નસે પેટ ભરીયેજી,
નાશવંતયે જગકો નીરખી, આશ અનંત દિલ ધરીયેજી,
કર્મેંદ્રિયોંકા કર્મ ન તજના,
ધર્મ યે અપના સમજીયેજી,—દ્રઢ.

૧૭

## વિશાખા અને માલતી—

ભરન દે તું પનિયાં,
સાજનવા, ભરન દે તું પનિયાં;—ભરન.
છોરછોર બંઈયા મોરી, હાયરે મરોરી,
સઈયાં, દુઃખ દઈયાં, કાહે મારે તું નયાનયાં,—ભરન.
સખિયન સબ ભાગી, કાહે મોહે રોકે ઠાડી,
જાને દે, કનઈયા, તોહે દેઉંગી મખનીયાં,—ભરન.

## ૧૮

રામગોપાળ

ગોરી ધીરે ચલોરે,
ગગરી છલકે ન જાય;—ગોરી.
સર પર ઘડા, ઘડે પર ગાગર,
પતલી કમર બલ ખાય ન જાય;—ગોરી.
ચોલી તંગ ભઈ ચૂનરી સરક ગઈ,
જોબન બાલો કરમાય ન જાય;—ગોરી.

## ૧૯

જટીલા અને કનૈયો—

નખરાળી નૌતમ નાર; છું હું અલબેલી,
મળતો નથી કો અંધયાર, શોધે થઈ ઘેલી:—નખરાળી
રસિયો મળતાં લ્હેર ઉડાવીશ, ગરથ ઘણેરૂં ગાંઠે,
ધીરજ રાખી ખોળીશ તો, મળી રહેશે મરણને કાંઠે,
ચાલીશ યુવતિ સમ અતિ ઠાઠે:—નખરાળી.
શેષ પાતાળે પેસી ડોલે ભરાયં જયારે ભાઠે,
દુનીયા સહુ ડોલે યૌવનમાં; તું ડોલી રહી સાઠે;
રસિયો રીઝવીશ રતિ પતિ પાઠે:—નખરાળી.

## ૨૦

લક્ષ્મિ—

(તારૂં) નાવલડું હંકાર, સાજન ધીરે ધીરે,
ભવસિંધુ આ ભયકાર. સાજન ધીરે ધીરે;—તારૂં
મદીરા પી મન માકડું કુદે, નાવડું ડોલા ખાય,
સુકાન સોંપે હાથમાં એને. નાવડું ચૂરા થાય,—સાજન.
અહંભાવના વાદળ છાયાં, હૃદયાકાશની માંય.
મદમત્સરનો મેહુલો વરસે, ડુબતી હોડી જાય;
દિશા દુર્ગમ લીધી દુર્ગુણની, સીધી ભૂલ્યો વાટ,
સત્ય ધ્રુવનો તારલો ચુકયો, કેમ મળે મૂક્તિ ઘાટ,—સાજન.

૨૧

રંભા—

મને કારી કટારી પિયા મારી,
નજર તારી જાદુ ભરી,
દિલ ભેદી ઉંડે ઉંડે વાગી,
ત્યાગી ઉંઘ જાગી ફરી;—મને.
એરે કટારીયે, મનડાં મોહયાં,
લાગી ત્યારે સુધ બુધ ખોયાં,
જખ્મ થયે નયનાં રોયાં;—નજર,

૨૨

વસંતિકા અને જગદેવ—

હે અધીરો બની ઉભો મારો હંસલો,
મમ ઉર સરોવર તીર, પ્રિતિ નિર્મળ નીર,
પાઉં નણુદલ વીર, ધીરે (૩);—હે અધીરો.
સોનેરી શીર પેચ આ, રૂપેરી આ તુજ કાય,
રાજ ગતિ મોહક અતિ, મળવા મન લલચાય;
મોહન મળશું એકાંતે,
સ્નેહ ગોઠડી કરશું ખાંતે,
અધર અમિરસ લેશું દેશું,
વાત છાની કોને ના કહે શું—હે અધીરો.

૨૩

કંચનીઓ—કયસે ખોલું અટારી,
નયનોકે બાન લગ જાય,
બાલો ભોલો જોબનવા લૂંટાય;—કયસે.
જોબનવા જોર કરે, મનવા ન ધીર ધરે,
ઘુંઘટકો પટ ખુલ જાય; (કયસે)
પાપી પપૈયા; ન બુલબુલ સે બાત કરે,
જોબનકો રંગ ઉડ જાય; (કયસે)
જમના કે તીરે ખડો કુંવર કન્હાઈ
મોસે નજરીયાં મીલાય;—કયસે.

॥ ॐ नतमत् परमात्मने नमः ॥

# રૉયલ નાટક મંડળી

શ્રી ૧।

# વીર નોઘણ

## નાટકના ગાયનો અને ટુંકસાર.

લેખકઃ—કવિ જી. એ. વૈશાદી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

રૉયલ નાટક મંડળી, મુંબઈ.

આવૃત્તિ પહેલી — પ્રત ૫૦૦૦



સને ૧૯૨૬ — સંવત ૧૯૮૩

કિંમત ચાર આના.

ૐ શ્રી ૧.

# વીર નૌઘણ

## નાટકનો પાત્ર પરીચય.



### પુરૂષ પાત્રો.

ગ્રહરિપુ..........સોરઠ ભૂમીનો અત્યાચારી અને વિલાસી સમ્રાટ.
લાખાફુલાણી.....કચ્છ દેશનો પ્રબળ પરાક્રમી અને અદલ ઇન્સાફી નરપતિ
રા'નૌઘણ.........સોરઠદેશ યુવરાજ જુલ્મી પીતાનો પુન્યશાળી પુત્ર.
મૂળરાજ..........ગુજરાતનો ઇતિહાસ પ્રસિદ્ધ સોલંકી નરેશ.
દંડકદેવ...... .....મુળરાજના કાકા.
દેવાયત...........બોડીદરાનેસનો.નેતા સોરઠ રાજ્યનો વૃદ્ધ રાજભક્ત આહીર
ફડફડશા...........એક કૃપણ વણીક.
શીવલો પંડયો.....મિષ્ટાન્નપ્રેમી ભોળો બ્રાહ્મણ.
એ ઉપરાંત સૈનીકો, પ્રતિહારીઓ, ફુલો મેતો, કીકો, પંચો પટેલ, વગેરે

### સ્ત્રી પાત્રો.

કુંવરી..............દંડક દેવની પરાક્રમી પુત્રી. નૌઘણની પ્રીય સહચરી
જાસલ.............વૃદ્ધ આહીર દેવાયતની સુશીલ કન્યા.
ફુલી..............કંજુસ ફડફડશાની પવિત્ર પતિ.
ઉજમ.............ઉપલા પંડ્યાની ઉખડેલી સ્ત્રી.
ઉપરાંત સખીઓ, દાસીઓ, આહીર બાળાઓ, નટીઓ, વીગેરે સ્થળ કચ્છ ગુજરાતનો સોરઠને ગીરનેપ્રદેશ.

ૐ શ્રી ૧।

# વીર નોઘણ નાટકનો સંક્ષીપ્ત સાર

## મંગળાચરણ નાન્દી પ્રાર્થના

## વસ્તુ વિવેચન

## અંક પહેલો પ્રવેશ ૧લો

### સ્થળ—સાગર તીરે સોમનાથનું શીવાલય અને સમીપનો અરણ્ય પ્રદેશ

જે સમયે ગુજરાતની ગાદીપર ઇતિહાસ પ્રસીદ્ધ સોલંકી સમ્રાટ મૂળરાજ બીરાજતો હતો અને કચ્છ પ્રદેશપર લાખા ફુલાણીનો વિજય ધ્વજ ફરકતો હતો તેજ સમયે સોરઠ ભૂમીના ભાગ્યમાં ગ્રહરિપુ નામનો એક અત્યાચારી નરેશ સરજાયો હતો જગત પ્રસિદ્ધ સોમનાથ મહાદેવનું પ્રસિદ્ધ તીર્થક્ષેત્ર તેનીજ સત્તા નીચે હોવાથી હજારો વિદેશી યાત્રાળુઓને તે પુષ્કળ ત્રાસ આપી રહ્યો હતો તેવામાં યાત્રા અર્થે નીકળેલા દંડક દેવ સોમનાથના દર્શને આવી ચડે છે. સાથે આવેલી અપ્સરાને પણ શરમાવે તેવી સુંદરી દેવકીપર ગ્રહરિપુની દુષ્ટ નજર પડે છે, જેથી યાત્રાવેરાને બહાને ગ્રહરિપુ દંડક પાસે તે રૂપસુંદરીની નીર્લજ માગણી કરે છે, દંડક તીરસ્કાર જનક શબ્દોમાં તેનો ઇનકાર કરે છે. ક્રોધીત ગ્રહરિપુ દેવકીને બળાત્કારે તાબે થવા અને દંડકને દરીયામાં ફેંકી દેવા હુકમ ફરમાવે છે. દરમ્યાન યુવરાજ નોઘણને દેવાયત તેડી લાવે છે અને તે નિર્દોષ પિતા પુત્રીને અત્યાચારનો શીકાર થતાં અટકાવે છે આ બહાદૂરીનો અંજામ દેવકી તથા નોઘણના પ્રણય બંધન સ્વરૂપમાં પલટાય છે. દંડક દેવાયતને પોતાની મુદ્રિકા આપી તે દ્વારા ગમે ત્યારે ગમે તે માગી લેવાનો હકદાર બનાવે છે.

## પ્રવેશ ૨ જો.

### સોરઠની સરહદપર લાખા ફુલાણીની શીબીર

દિવસે દિવસે ગ્રહરિપુના વધતા જતા જુલ્મને અટકાવવા અને મિત્ર ધર્મ બજાવવા લાખો સોરઠમાં આવ્યો છે. દરમ્યાન તેના કચ્છી સૈની-

કોને હાથે લુંટાએલા ગુજરાતી જાત્રાળુને સાથે લઇ નોંઘણુ એ ન્યાય માગવા આવે છે. પક્ષપાતની જરાય પરવા કર્યા સિવાય લાખા ફુલાણીએ આપેલો અદલ ઇન્સાફ અહરિપુના જુલ્મી જીગરપર પવિત્ર પ્રકારનો જાદુ જમાવે છે તેના ઉજ્જડ હૈયામાં વિજળીની માફક દૈવી ભાવના પ્રકટાવે છે.

## પ્રવેશ ત્રીજો

કંજુસ શ્રીમાન કકકશાનો કૃપણ ઘર સંસાર અને ગામડાની અભણ નીરક્ષર પ્રજાને કકકશા સમાન મફત બગલા કેવી રીતે ધોળે દીવસે લુંટે છે તેનો તાદ્દશ્ય ચીતાર.

## પ્રવેશ ચોથો

### ગુજરાતનો દરબાર

સોલંકીરાજ મુળરાજ લાખા ફુલાણીના નીર્મળ ન્યાયની વાતો સાંભળી રહ્યા છે. તેટલામાંજ અહરિપુના ત્રાસથી નાશી છુટેલાં કાકા તથા દેવકી આવે છે. અહરિપુના જુલ્મની ગજબ નાક કહાણી કહી સંભળાવે છે. કાકા તથા બેનને સંતાવનાર અહરિપુને શાસન આપવા સેનાપતિને સૈન્ય સજ્જ કરવા હુકમ ફરમાવે છે. દેવકી યુક્તિ પુરવક નોંઘણુના બચાવ માટે વચન મેળવી લે છે છતાં કોઇવાત બંનેના શબ્દ પર શ્રદ્ધા ન બેસવાથી પોતે પણ મુળરાજ ગુપ્ત સ્વાંગમાં સોરઠને માર્ગે ચાલી નીકળે છે.

## પ્રવેશ ૫ મો.

### સોરઠનું એક અરણ્ય.

આહીર દેવાયતની દીકરી જાસલ પોતાની સખીઓ સાથે દહીં વેચવા નીકળે છે. છાવણી બહાર ફરવા નીકળેલો ગુર્જર સેનાધીશ મલ્લસિંહ અકસ્માત તેને મળે છે. અને દહીંનાં ગોરસ સાથે જાસલના અમર રસની બેહુદી માગણી કરે છે. અને જાસલને બળાત્કારે ઉઠાવવા પ્રયત્ન આદરે છે. પણ યુવરાજ નોંઘણુની હાક સાંભળતા નાસી છુટે છે.

## પ્રવેશ ૬ ઠો.

આહારુ રૂપલાનો સાદુ પ્રેમ અને સેતાન કકકશાનો પૈશાચીક પ્રેમ. આહારુની ગરીબાઇપર વાણીયાની તકરાર.

## પ્રવેશ ૭ મો.

### સોરઠનો કીલ્લો અને લડાઇનું મેદાન.

અકસ્માત ચઢી આવેલા સોલંકી મુળરાજના હલ્લાને પહોંચી વળવા બાબત ગ્રહરિપુ અને લાખો ફુલાણી મસલત ચલાવે છે ત્યાં કેદ પકડાએલા એક ગુર્જર સૈનિકને લઇને નૌઘણ આવે છે. ગ્રહરિપુ કેદી સૈનિક પાસેથી ગુજરાતના લશ્કરની ગુપ્ત બાતમી મેળવવા માગે છે. ધન લોભ, સત્તા લોભથી તેને ખુબ સમજાવે છે. છતાં તે લલચાતો નથી. છેવટે મોતની અણીપર આવ્યા છતાં પણ પોતાની વફાદારી ત્યાગતો નથી. જેથી તેની અડગનેકીપર ખુશ થઇ નૌઘણ તથા લાખો તેને બક્ષીસ દઇ સન્માન પુર્વકમુક્ત કરે છે. બાદ મુળરાજના વિશાળ દળબળથી જય પરાજયનો નિર્ણય ભાવી પરછોડી ગ્રહરિપુ નૌઘણને દેવાયતના રક્ષણને ભલામણ કરી પોતે બિપણ સંગ્રામમા ઝુકી પડે છે. ગુજરાત અને સોરઠના તે ઇતિહાસ પ્રસિદ્ધ જંગી યુદ્ધમાં ગ્રહરિપુ મરાય છે. યુદ્ધમાં ઝુકેલો નૌઘણ પિતાનું મૃત્યુ જોઇ વીફરાય છે. તેના અપ્રતિમ શૌર્યથો સેનાપતિ મદનસિંહ મુઝાય છે. દગાથી તે નૌઘણને પકડવા જાય છે. તેટલામાંજ પ્રચંડ નક્ષત્રની માફક દેવકી પ્રગટ થાય છે. અને નવઘણ તથા દેવાયત સહી સલામત છટકી જાય છે. લાખો ફુલાણી આ જંગી યુદ્ધમાં ઘાયલ થઈ ખાઇના વિશાળ વારીમાં ખેંચાય છે કીલ્લો તોપોના મારથી જમીન દોસ્ત થાય છે ગ્રહરિપુનો રાજમુકટ સોલંકી સામ્રાટ મુળરાજના હસ્તમાં જાય છે.

## અંક ૨ જો

## પ્રવેશ ૧ લો.

છતાયેલા સોરઠના રાજ્યની સંભાળ માટે સેનાપતિ મદનસિંહને સુબો બનાવી મુળરાજ ગુજરાતમાં જવા નીકળે છે અને મરનાર ગ્રહરિપુનો કુમાર નૌઘણ હાથ લાગે તો તેને સન્માન સાથે પાટણ મોકલવા ભલામણ કરે છે તેં સાથે અચીગએલા બળવાન શત્રુ લાખા ફુલાણીથી સાવધ રહેવા સુચવે છે. મુળરાજ રવાના થયા બાદ સુબાને શક જાય છે કે નૌઘણ છવતો હાથ લાગે તો મુળરાજ જરુર તેને સોરઠની ગાદી સોંપી દેશે અને આવી સુંદર ભુમીનુ અનાયાસે

હાથમાં આવેલું રાજ્ય મમત માગ હાથમાંથી સરી જશે જેથી નોંઘણને જીવતો પકડી ઠાર કરવા માટે યોજના ઘડે છે પરંતુ તેની તે યોજના નોંઘણની કુનેહ અને ચતુરતાથી ભાંગી પડે છે.

## પ્રવેશ ૨ જો

ગુજરાતના રાજ મહાલયમાં કુમારી દેવકી એકાગ્ર ચિત્તથી નોંઘણનો જાપ જપી રહી છે. દંડક આવે છે ને દેવકીની આંતર-વૃત્તી જાણી લઈ દીલગીરી દરશાવે છે. બાદ મુળરાજ આવી દેવકીને ગુનેહગાર ઠરાવી સવાલ પુછે છે. દેવકી અડગ નીશ્ચય સાથે પોતાનો ગુનેહ કબુલ કરવા ઉપરાંત નોંઘણ પ્રત્યે પોતાનો અટલ પ્રેમાનુરાગ પણ પ્રગટ કરે છે અને મુળરાજ પાસેથી એક વચન માગે છે. મુળરાજના વચન પર પિતા દંડકને શાક્ષી રાખી દેવકી શાન્ત થાય છે પણ કંસાકની ટકોર નોંઘણને નસાડવાના ગુનહા બદલ દેવકીને નજરકેદ કરી મુળરાજ ચાલ્યો જાય છે બાદ પહેરેદારને ઠાર કરી બહેનના વચનથી બાહેનેજ આંધીલઈ પોતાની પ્રતીજ્ઞા સિદ્ધ કરવા દેવકી નોંઘણને સોરઠનો રાજેશ્વર બનાવી મુળરાજને મહાત કરવા માટે ગુપ્ત સ્વાંગમાં રવાના થાય છે.

## પ્રવેશ ૩ જો.

ફુલી શેઠાણીએ કુકડશાને સુધારવા માટે કરેલી નકલી મોતની સજા અને પોતાનો વરઘોડો તો સૌ કોઈએ જોયો હશે પરંતુ જીવતે શરીરે પોતાની નનામી જોવાની કુકડશાની નવીન મજા.

## પ્રવેશ ૪ થો.

જે પુત્ર પિતાના શબને અગ્નિ સંસ્કાર કરી ગયો તે ચાનીવાળી અસ્થિ લેવા માટે અવશ્ય આવશે એમ સમજી શત્રુરિપુની ભસ્મપર સુબો મદનસિંહ મજબુત ચોકી પહેરો બેસાડે છે. છતાં પણ દેવાયત અને જાસલની મદદથી બહાદુર ને બુદ્ધિમાન બાલક નોંઘણ પિતાના અસ્થિ પહેરા વચ્ચેથી ઉઠાવી ગંગાજળમાં પધરાવવા પસાર થાય છે. પરંતુ જાસલ સુબાના હાથમાં સપડાય છે પણ લાખા ફુલાણીના અક-સ્માત હલ્લાથી જાસલ બચી જાય છે. સુબો લાખાપર ઉશ્કેરાય છે ને દગાથી તેને મારવા જાય છે પણ દેવકીના આક્રમણથી લાખો બચી જાય છે ને આજથી ત્રણ માસની અંદર નોંઘણને સોરઠના સિંહાસને

## પ્રવેશ ૫ મો.

જીવતે શરીરે પોતાનુ મોત જોનારા કૃપણ ફડફડશાની ભૂત જેવા ભયાનક જીંદગીનો આબેહુબ ચીતાર.

## પ્રવેશ ૬ ઠો.

એક વખત હાથતળી આપી નોંઘણ નાશી ગયો જાસલ અને લાખો પણ ચક્રમ બનાવી નજર સામેથી સહીસલામત છટકી ગયા તેથી સુબો વેરથી પ્રજળી રહ્યા છે તેવામાં જાસુસદ્વારા ખબર મળે છે કે નોંઘણ દેવાયતના ઝુંપડામાં છે જેથી વિશાળ લશ્કર લઈ સુબો દેવાયતના ગામડાને ઘેરી વળે છે, અકસ્માત આક્રમણથી ગભરાએલો દેવાયત નોંઘણને ઘાસની ગંજીમાં છુપાવી દે છે. સુબો પ્રવેશ છે, સુબા અને દેવાયત વચ્ચે સખત શબ્દ યુદ્ધ થાય છે. દેવાયતના શાંત પણ માર્મીક શબ્દોથી સુબો વધુ વીફરાય છે, ને નોંઘણના બદલામાં તેના સાત સાત સંતાનોને કાપી નાખવા તૈયાર થાય છે. છતાં દેવાયતના શરીરનું રુવાડુએ ફરકતુ નથી. જેથી ઉગ્ર ક્રોધી સુબો દેવાયતના સાતે છોકરાને ઠાર કરે છે. બહાદુર બાપના તે બહાદુર બેટાઓ હસ્તે મોએ મરે છે. આટલો હત્યાકાંડ થવા છતાં પણ નોંઘણ ન જડવાથી દેવાયતના તમામ સ્થાનકો સાથે ઘાસની ગંજીઓની પણ જડતી લેછે કરૂણાજનક દૃશ્યવચ્ચે નોંઘણ એક ગંજીમાથી જડી આવતાં દેવાયત કકળી ઉઠે છે પણ ને દરમ્યાન ઇશ્વરેજ જાણે અણીને સમયે સહાય મોકલી હોય તેમ દેવચના સરૂપી કુમારી દેવકી ધસી આવે છે ને સીતમગર સુબાને શીકસ્ત આપી નસાડી મુકી છાતીફાટ કરૂણાના સાગર પર હર્ષનો પડદો નખાવે છે એ રીતે તેણી નોંઘણને તથા દેવાયતને બચાવે છે.

# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો

કચ્છમાં લાખો ફુલાણી નોઘણની શોધ ચલાવી રહયો છે. ભારે ઇનામોની લાલચોથી સૈનીકોને હુકમપર હુકમ કરી રહયો છે ત્યાં દેવકી પુરૂષસ્વાંગમાં દાખલ થાય છે. તેને મીત્ર ધર્મનું અ.ન કરાવી ઉશ્કેરે છે અને નોઘણનો પત્તો આપે છે. તરતજ પોતાના તમામ લશ્કર સાથે લાખો સોરઠપર સવારી લઇ જવા તૈયાર થાય છે પરંતુ તેના પ્રબળ પરાક્રમથી જાણીતી દેવકી સમજે છે કે "આગે ભાઇ મુળરાજ લાખાના સામે સાત સાત લડાઇમાં હારેલો છે જેથી તેણી મુળરાજનું કાંઇ પણ અનિષ્ટ ન થાય એવું વચન પહેલેથી મેળવી લે છે. એક આર્ય સન્નારી પોતાના પવિત્ર પ્રભાવથી પોતાનું પીયર અને સાસરૂ બન્ને પક્ષનો ઉદ્ધાર કરે છે એ વાત પોતાનાજ વર્તનથી શાબીત કરી, દેવકી લાખાની સાથેજ સોરઠ આવવા નીકળે છે.

## પ્રવેશ ૨ જો.

નોઘણને બચાવીશઇ એક ક્ષણ પણ ત્યા ન ઠેરાતાં દેવકી ગેબી ફીરસ્તાની માફક અદ્રશ્ય થઇ ગઇ છે નોઘણને તથા દેવાયતને પોતાનો કાંઇ પણ પરીચય આપ્યા શીવાય લાખાફુલાણી પાસે લશ્કરી મદદ લેવા ચાલી ગઇ છે ત્યારે આખાજ નોઘણ પણ દેવાયતને લઇ લાખાની મદદ સારૂ કચ્છમાં જવા નીકળે છે પણ પહાડી રસ્તો ભુલી જતાં રખડી પડે છે. વાટ ખરચી ખલાસ થઇ છે. લાલ બદામ કે મુઠી અનાજ પણ હાથમાં રહેતું નથી. તેવામાં ફડફડશા પૈસાની કોથળી લઇ ત્યાંથી નીકળે છે તેની પાસે ઉધાર કરવની માગણી કરે છે ચાલાક વાણીયો બન્નેજણાને પૈસા આપવાને બહાને ( સુબા પાસે પકડાવીદઇ ઇનામ મેળવવાની આશાથી ) પોતાની સાથે લઇ જાય છે.

## પ્રવેશ ૩ જો.

સુબો મદનસિંહ દેવકીની ઉદ્ધતાઇપર હાયવરાળ કાઢી રહ્યો છે ત્યાં ઇનામનો લાલચુ ફડફડશા નોઘણનો પત્તો આપે છે બહાદુર નોઘણ સુબાના હાથમાં દગાથી કેદ પકડાય છે. સુબો દેવાયત તથા નોઘણને

ॐ

શ્રી પરમાત્માને નમઃ

શ્રી

# વીર નૌધણ.

## નાટ્યના ગાયનો.

## અંક ૧ લો.

### મંગલાચરણ.

સુત્રધાર— ૧

પરમ સુખદ પદ રજ પ્રભુ યાચું.
વરદ હસ્ત અમપર ધર નટવરઃ
ચરણ સ્મરણ તવ શ્રીવર યાચું—પરમ.
વિઘ્ન ક્લેશ વિભૂવર હર સત્વર.
પાપ તાપ સંતાપ કોપ હરઃ
ભવસર તરવા. વરપદ વરવા.
રિદ્ધિ સિદ્ધિ સહ સુબુદ્ધિ રાચું—પરમ.

નટી— ૨

વીર પસલીના વ્હાલેરા દાન.
કંઇક દેતા ભારતના સંતા.......ન—વીર.
બ્હેન બંધુને રક્ષાઓ બાંધતી.
સ્નેહસુત્રે બંધુ સ્નેહ સાંધતી.
પિતૃભક્ત પુત્ર દુનિયાં ડોલાવતાં,
ધર્મ યુધ્ધે જે ધરણી ધ્રુજાવતાં.
કરતા કાયાંના કલ્યાણ (એ તો)—
વીર સાચા ભારતના સંતા.......ન—વીર.

**કી સખીઓ સાથે—૩**

રત્નાકર સુંદર સાગર ગાજે વાહવાહરે....સ્થળ વાહવાહરે
સાગરની તીરે સોમૈયો નાથ બિરાજે
**નંદનવન પણ અહીં લાજે**
રઢીયાળી, રૂપાળી, હરીયાળી ભૂમિ ભાસેરે....વાહવાહરે
સ્થળ વાહવાહરે—રત્નાકર
શશીધર કામ દહનકર શંકર શીરપર ગંગાધારી
સોમનાથ મહાદેવ તમારી બલિહારી ત્રીપુરારીરે....
વાહવાહરે....સ્થળ વાહવાહરે—રત્નાકર

સખીઓ— ૪

તું છુપા છુપા મંત્રો ઉચ્ચારે સખી શાના,
નચાવે ધિર નયનો આ કોની સંગે છાના.
**દેવકી**—પરવસ હૈયું પલકમાં કીધું છે જાદુગારે.
નવઘણ—મંદ હાસ્યે મુગ્ધા શાને બાણ મદનના તું મારે.
સખીઓ—મળી જોડી રસીલી. ભાગ્યશાળી છબીલી,
ખીલી લાલી લલિત આ લાલ ગાલે
**દેવકી**—મને વાગી કટારી ભુકો હાંસી હમારી.
સખીઓ—કીધું જાદુ તને તો આજ આ જાદુગારે—તું છુપા.

નવઘણ— ૫

આપતો જે ન્યાય કાજે પ્રાણ.
એ ભૂપતિ અટંકી વીર શક્તિમાન.
પ્રજા કલ્યાણ, શાણીને ધ્યાન, શુદ્ધ વૃત્તિ ધારીને,
હરનિશ આપું વીમલ ન્યાય—આપતો.
આપું હું કાયાના દાન. વિમલ ન્યાય રક્ષણમાં
ટાળું કષ્ટ રૈયતના (૨)
પ્રજાને અદલ ન્યાય આપું.
સોરઠી કલંક સર્વ કાપું—પ્રજા કલ્યાણ.

સખીઓ— ૯

વાહ વાહ ગોરસવાળો ગુલઝાર
મનોહારી સુદકારી મહિયારી—વાહ વાહ.

જાસલ—બાળા હુ તો ભોળી શાને ઠઠોલી કરો,
ગોળી નંદાશે આ મારી—વાહ વાહ.

સખીઓ—આવે કનૈયો જો અલબેલી લેશે ગોરસ લુંટી
મટીની મટુકી જાશે ફૂટી રે મારી કંચુકીની કસ તુટી.

જાસલ—ગયો કનૈયો ગઇ મહીયારી
ક્યાં છે બંસી કામણગારી
ક્યારે બનાવે રસાળી રૂપાળી.

સખીઓ—મારી ભારતભૂમી તું સુરારી—વાહ વાહ.

ઉજમ— ૧૦

રંગે રંગે રીઝાવી પ્રેમ જંગે ફસાવી
મને ઘાયલ કરી લીધું હૈયું હરી.

ફેંદફંદશા—મારી કોમળ કળી, છાતી નીચી ઢળી
કમર વાંકી વળી, આવો ભેટો મળી—રંગે રંગે.
નમણાં આ નેણ તારા ભ્રમમાં ભુલાવનારા.

ઉજમ—જુઠા બોલા ઠગારા
માર્યાં તેં પ્રેમબાણ, તલસે છે પ્રાણ મ.ર.
લેવાને લ્હાણ, તેં ફસાવી મને ઘાયલ કરી.—રંગે.

# અંક ૨ જો.

દેવકી—  ૧૧

લાધી કેવી સમાધિ સુંદર સુખની સ્વપ્નમહીં મમથી
નયન રમી રહી નાથ નર્ગીના નવઘણની મૂરતિ
જોગણ હું છું પ્રેમ વિજોગણ ભેખ લઇ ભમતી
પ્રણયના જાપ રહી જપતી—લાધી.

દેવકી—  ૧૨

સ્ત્રીજાતિ પ્રેમને ખાતર પ્રાણ આપતાં જરી ના ડરતી.
નાથનો વિયોગ ના સ્હેવાય. પ્રેમ અંગાર પ્રજાળે હાર
ખિચારી નાર ઝુરી મરતી—સ્ત્રી. જાતિ.
આર્ય સન્નારી સાચા સ્નેહની કિંમત શીરસાટે કરતી.
પ્રણયમાં પ્રાણ ભલેને જાય.
આપતાં દેહ ભલે દે છેહ, તથાપી સ્નેહ નહિ તજતી—સ્ત્રી જાતિ.

કુલી—  ૧૩

એ સમજે ભરથાર પછી લાગે ન વાર
તરત ડીકાને પરણાવું પ્યારથી.
સ્હાય થાજે કિરતાર. મારો સુધરે સંસાર
તજે દુર્બુદ્ધિ એ પ્રાણાધારની—એ સમજે

ડીકો—એવું વરઘોડે ઘોડો દોડાવું કેકડ
ટોપી ખાંકી મૂકીને મા ચાલું અક્કડ

કુલી—સ્ત્રીનો આધાર પતિ, સ્વામી વીણ શ્રેય નથી
સ્વામીના દુર્ગુણ જોવાય નહિ.
ગાંડો ઘેલો હો ગમાર ભરથાર તોયે
સ્વામીની ભક્તિ ભૂલાય નહિ—એ સમજે.

જસલ— ૧૪

રસ્તેમેં કાના હાડો ભલા મેં કયા કરૂં તદબીરરે
તોરી સગરી સુરાદ જસોદાસેં કહું
ગભરાના રખો મન ધીરરે—રસ્તેમે.
લાખ કહી મોરી એક ન માનત
જાત સખીન સંગ તીરરે
રાહ બાટ ઘાટ છોડ દે કાના
જાનેદે ભરનકો નિરરે—રસ્તેમેં.

કુલી— ૧૫

ભૂલી ભૂલી શું શીલધર્મ શાણી ગોરાણી માતા
ભામાનું જીવન ભરથાર છે.
પરનરનુ સ્વપ્નેં પણ ધરીયે ના ધ્યાન,
સ્વામીથી સ્ત્રીનો ઉદ્ધાર છે—ભૂલી ભૂલી.

ઉજમ—ખોલ્યા તેં બ્હેન મારા અંતરના દ્વારને
પંડયો—ના ના એ તો આ ચાબુકનો ચમત્કાર છે—ભૂલી.

કુલી—સ્વામી સુકાની ને નોકારૂપ નાર છે
બન્નેનાં શીલબળે ઉજળો સંસાર છે
ભૂલી તે ભૂલને સુધારજે—ભૂલી ભૂલી.

આહિર કન્યાઓ— ૧૬

હાંરે વેણું વાગે વ્હાલાની વેણ વાગે
એની બંસીમાં બ્રહ્મનાદ ગાજે—વ્હાલાની.
હાંરે નાગ ડોલે ને શીવ સમાધી ખોલે
વાગે બંસી ત્યાં બ્રહ્મલોક બોલે—વ્હાલાની.
હાંરે રાસ રમીએ, રમાડીએ કનૈયા
ચડી ઝોલેરે જોને જમુના મૈયા—વ્હાલાની.

# અંક ૩ જો.

નાયકાઓ— ૧૭

મય પુલવાલી (૨) સુંદરીયાં ગોરી વાહવાહજી
છોટીસી છતિયાં બાલી ઉમરીયાં
ભોલી સુંદરીયાં ગોરી—વાહવાજી.
પુલ ચુનતેથે બુલબુલ મીલા હય
ઉનકો કહાં લેજાઉં સુંદરીયાં ગોરી—વાહવાજી.
તીરછી નજરિયાં લગી કલેજે
દરદ કહાં છુપાઉં સુંદરીયા ગોરી—વાહવાજી.

દેવકી— ૧૮

સાંપડે સદ્ભાગીને સંસારમાં સદ્‌મિત્રતા.
ના જડે કંઈ ભેદ જેમાં એજ સાચી મિત્રતા.
આ અમારૂં તે તમારૂં કંઇ ન સમજે મિત્રતા.
જે અમારૂં તે તમારૂં એજ માને મિત્રતા.
ધન્ય હો અર્જુનને શ્રીકૃષ્ણ કેરી મિત્રતા,
મિત્રના કલ્યાણમાં જીવન સમર્પણ થઇ જતાં—સાંપડે.

નાઘણ— ૧૯

વિધી નચાવે નાચ અપાર
રાજ્ય વીણ રખડે કુમાર—વિધી.
વૈર પિતાનું કયારે વળશે
પ્રજા કલેશ શી રીતે ટળશે
દશા બની લાચાર
આશરો તારો કિરતાર—વિધી.

...થકાવ્યો— ૨૦

સાંવરે મોહી રંગમે રોરી (હુંરે) (૨)
બૈયાં પકર મોરી સિરકી ગગરીયાં છીનકે
સીરતે ઢોરી (હાં હાં)
રંગમે લાય મો[illegible] [illegible] [illegible] [illegible] ગુલાલકી ચોરી
મુખતે ગાવન લાગ્યો હો[illegible]—સાંવરે.

આય અચાનક મીલ્યોરી ડગરમેં
તબ નિરખ્યો નંદ કોરી
ભર ભુજસે મોહી પકરકે જીવનને બરજોરી
માલા મોતીયનકી તોરી—સાંવરે.

કુલી અને ફડફડશા— ૨૧

જાઈશું કાશી હે અવીનાશી માયા તમારી જોઇ લીધી,
જોયું તપાસી નેત્ર વિકાસી જીંદગી એળે ખોઇ દીધી.
જીવ ગુમાની રે અભિમાની મોહ મમતાનો પાર નથી,
જુઠી જુવાની ને જીંદગની છે સહુ પ્રાની સાર નથી.
રંકને રાયા દાના કે ડાહ્યા કાળે કપાયા ખાખ થયા,
કાલ્ય ગયા કંઈ આજ ગયા, કોઈ બાકી રહ્યા નહીં રાખ થયા—જા

આમ ઇતિ.



સુરત બરાનપુરી ભાગળ, કોટસફીલપર આવેલા "નેશનલ પ્રેસ"માં
નારાયણરાવ રણછોડજી દેશાઇએ છાપ્યું અને રોયલ નાટક
મંડળીએ પ્રસિદ્ધ કર્યું.
૯૦ પ્રીન્સેસ થીએટર સ્ટેશનરોડ—સુરત.



## રૉયલ નાટક મંડળી.

# એ કોનો વાંક?

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**શેઠ મહાશંકર વેણીશંકર.**

રૉયલ નાટક મંડળીના માલેક, મુંબાઇ

લેખક,

**જામન.**

ડાયરેકટર,

**મી. સોરાબજી મેહરવાનજી કાત્રક.**

આવૃત્તિ ૧ લી * પ્રત ૫૦૦૦



સને, ૧૯૨૬.

કિંમત ચાર આના.

# એ કોનો વાંક?

## નાટકના પાત્રોનો પરીચય

### મુખ્ય પાત્રો.

કુન્દનલાલ..............એક ધનાઢ્ય શેઠીયો.
મુકુંદ......................એનો પુત્ર
નવનીતલાલ............પૈસે ટકે ખુવાર થયેલો ગ્રહસ્થ
વૈકુંઠ.....................એનો જમાઇ
ઉત્તમલાલ..............(એક ગ્રહસ્થ) ચતુરનો વર
નીતમલાલ..............એનો મોટો ભાઇ
ઠલગુણ (અસલ નામ શંકર)...બીજા ભાઇનો દીકરો
શંકર.....................એક ભટકતો મવાલી
પ્રેમરાય.................એક લુચ્ચો વકીલ
પોપટ....................કુંદનનો ભોગ થઇ પડેલી ચતુર
... ... ...ને કુંવારો થયેલો દીકરો

### સ્ત્રી પાત્રો.

સરલા...............નવનીતલાલની દીકરી
કમળા...............વૈકુંઠની અભાગુ અને વહેમી પત્નિ
... ... ...સરલાની સગી બ્હેન
કુમુદ...............વૈકુંઠની બેન પાછળથી મુકુંદની પત્નિ
શાંતા...............કુંદનલાલની કુંવારી દીકરી
ચતુર...............ઉત્તમલાલની સ્ત્રી
જેઠી...............એક ખવાસણ કુંદનલાલની નોકર
ગુલાબ..............એની દીકરી

એ ઉપરાંત બ્રાહ્મણીઓ, માસ્તર, વૈદરાજ જોષી, આયા પોસ્ટમેન, તારવાળો, બોય, પોરીયો, પોલીસ વગેરે વગેરે.

# એ કોનો વાંક?

## નાટકનો ટુંક સાર.

### મંગળાચરણ.

## અંક ૧ લો.

### પ્રવેશ પહેલો.

વિલાયતથી પાછી ફરતી સ્ટીમર પર મધ્ય રાત્રિએ ખલાસીઓનો સરલા પર નિર્લજ હુમલો, મુકુન્દના હાથે છુટકારો. ભાવિ મિલનના ભણકારની આશામાં પ્રેમી જોડું! મુંબાઇ ન જતાં સંજોગવશ એડન ઉતરવાનો મુકુન્દનો નિશ્ચય, સરલાની નિરાશા, ડેક પર વહટુંડનો પ્રવેશ. બાદ મવાલી દલસુખનું આવવું. વાતચિત બાદ વહટુંડનું જવુ, ઉત્તમલાલ અને ચતુરનું આવવું, બાદ આયા અને નાની છોકરી સાથે ચતુરનું સુવા જવું, એકાંત જોઈ દલસુખ ઉત્તમલાલને લુંટી લઇ દરીયામાં ફેંકી દે છે, નજીક આવતો એડનનો કીનારો, ઉત્તમલાલની ચીસોથી સર્વનું ડેક પર દોડી આવવું, કેપટનનો સ્ટીમરને ચાલતી બંધ કરી લાઇફ બોટ ઉતારવાનો હુકમ. ડ્રેમસીન

### પ્રવેશ બીજો.

પોપટીઓ માસ્તર પાસે બેસી ન શીખતાં એને ઉડાવે છે, માસ્તર કંટાળી ચાલ્યો જાય છે, પોપટ અને ગુલાબની ટીખળ, શાંતાનું આવી ગુલાબને ધમકાવવું, જેઠીનું આવવું, પોપટના જન્મ વિષે માર્મિક કટાક્ષ, જવું, જેઠી અને ગુલાબનું પોપટના જન્મનું રહસ્ય સમજવા શાંતાના પોપટને પ્રશ્ન! પોપટના સવાલ અને જવાબ, નિર્દોષતા પુર્ણ જણાયાથી એને જાતે કેળવવાનો શાંતાનો નિશ્ચય.

### પ્રવેશ ત્રીજો.

હવે વિધવા થયેલી ચતુર લુચ્ચા પ્રેમરાય વકીલ સાથે ઉત્તમલાલે કરેલા વસીયતનામા સબંધે વાર્તાચિત કરે છે. બનાવટી વારસ ઉભો કરી આપવાનું તરકટ. દલસુખ જેવું અસલ

નામ શંકર છે અને જે ઉત્તમલાલનો સગો ભત્રિજો થાય છે. પણ વર્ષો પુર્વે ન્હાસી ગયાથી અને પતો મળતો ન હોવાથી એનાજ નામધારી અને એનીજ ઉમ્મરના એક શંકર નામના મવાલીને વારસ બનાવવા માટે અને ચતુર પાસે લઇ આવવા પ્રેમરાયનું જવું. બાદ ચતુરનો જેઠ નઉતમલાલ કેટલીક રાંડીરાંડો જેઠી તથા હજામ સાથે ચતુરનું માથું બોડાવવા આવે છે, ચતુર તિરસ્કાર કરી ચાલી જાય છે, બાદ વક્રકુંઠનું ખરખરે આવવું, ત્યાર બાદ ચતુરનો બાપ કાણુ લઇને આવે છે, બૈરાંઓનું રડવું કુટવું, વક્રકુંઠનો ઉપદેશ, ત્યાં મવાલી શંકરનો પ્રવેશ, બૈરાંઓનું જવું, નઉતમ વક્રકુંઠને ઠપકો દે છે, બાદ શંકર પોતે ઉત્તમલાલના ખરા વારસ તરીકે જાહેર થઇ નઉતમલાલને ઘર ખાલી કરી જવાનો હુકમ કરે છે, નઉતમલાલ ગુસ્સામાં શંકરને મારવા સિપાઇને હુકમ કરે છે. પ્રેમરાયની વકીલાતનું મંગળાચરણ અને વિજય. નઉતમ લાલને ઘર છોડી ચાલ્યા જવું પડે છે.

## પ્રવેશ ચોથો.

કરજમાં ભારોભાર ડુબેલો, વિલાયતથી પાછો ફરેલો નવનીતરાય સરલા સાથે કુંદનલાલની યુક્તીથી એને ત્યાં મહેમાન બની રહ્યો છે, નવનીતલાલ કુંદનલાલનો કરજદાર હોવાથી આવી આફત વખતે છુટછાટ મુકવા બાપ દીકરી બંને કુંદનલાલને આગ્રહ પુર્વક વિનંતી કરે છે, કુંદનલાલ પાસો ફેંકી દાવ સાંધે છે, વાતચિત દરમ્યાન સરલાનું હૃદય મુકુન્દ વિષે શંકિત બને છે, કુંદનલાલ છુટછાટના બદલામાં સરલાના હાથની માંગણી કરે છે, વેરની ધુનમાં સરલા કબુલ થાય છે, નવનીતલાલનો હૃદયદ્રાવક શોક. લગ્ન તરતજમાંજ (મુકુન્દના આવ્યા પહેલાંજ) કરી નાખવાનો નિશ્ચય, પુત્રીના જીવન કરતાં પણ આબરુને વધારે વહાલી ગણતો નવનીતરાય બધું કબુલે છે, બાદ નવનીતનું જવું, વૃદ્ધ કુંદનલાલનો રસ વિકાસ. સરલાનો તિરસ્કાર, કુંદનલાલનું જવું. બાદ શાંતા અને સરલાનુ સ્નેહ મિલન. શાંતાનું જવું, ચતુર સાથે. કુંદનલાલને આવતો જોઇ સરલાનુ છુપાવુ, દુષિત પ્રેમીઓના પુર્વ પાપની સ્મૃતિ. પોતાની સાથે પુનર્લગ્ન કરવા ચતુર કુંદન લાલને વિનવે છે, કુંદનલાલનો ઇન્કાર. દ્રશ્ય અસહ્ય લાગવાથી સરલા બેશુધ્ધ થઇ ઢળી પડે છે. ટેબલો

## પ્રવેશ પાંચમો.

અભણ વ્હેમી કમળાનો વઇકુંઠ સાથે કંકાસ. બાદ કમળાનું જવું, સરલાનું કમળાને મળવા આવવું, વઇકુંઠ સાથેના વાર્તાલાપમાં કમળાનો વ્હેમ દૃઢ થવો.

## પ્રવેશ છઠ્ઠો.

શાંતા પોપટને શીખવે છે, સંસ્કારી કુલીન શાંતાના ચલિત મનનું સ્વભાવિક ચિત્ર ખડું થાય છે, બન્નેનું જવું, શંકરનું આવવું, પાછળ નઉતમ પ્રવેશ કરે છે, જોડીનું આવવું. ત્રિપુટીની વિચિત્ર લીલા.

## પ્રવેશ સાતમો,

એડનથી પાછો ફરેલો મુકન્દ સરલાને મળવાની ધુનમાં ઉત્કટ ઉત્કંઠામાં વિચારમગ્ન બેઠો છે, સરલાનાં કુંદનલાલ સાથે લગ્ન બહારગામ ગુપચુપ એકાંતમાં થઇ જવાથી કોઇ એ વાત જાણતું નથી, અજાણ્યો વઇકુંઠ નવનીતલાલ પાસે લગ્ન સબંધે વાત કરવા મુકન્દને સલાહ આપે છે, નવનીતલાલનું આવવું, સરલાનાં લગ્ન થઇ ગયા વિષે શોક કરે છે, મુકન્દે જઇ સરલાના હાથની માગણી કરવી, સર્વ અનર્થનું મુળ મુકન્દનેજ માની બેઠેલો નવનીતલાલ એનો ભયંકર તિરસ્કાર કરે છે, બહારગામ લગ્ન કરી તત્કાળ પાછો ફરેલો કુંદનલાલ આવે છે, ત્યાં મુકન્દ આવી પ્રણામ કરે છે, દીકરાને કુવારો રાખી પોતે પરણી બેઠેલા પિતાનું હૃદયમંથન ! ભગ્ન હૃદયે મુકન્દ અને વઇકુંઠનું જવું, બાદ નવનીતલાલ અને કુંદનલાલ સસરા અને જમાઇ વચ્ચે લગ્નની પહેલીજ રાતે ભયંકર તકરાર. નવનીતનું ઘર છોડી ચાલ્યા જવું, બીજી બાજુથી કુંદનલાલનું જવું, સરલાના પતિના ગૃહમાં પગલાં થતાંજ પ્રવેશોદગાર ! મુકન્દ આવે છે. મા થઇ બેઠેલી સરલાથી અજાણ્યો મુકન્દ એનો પ્રેમ યાચે છે. માર્મિક કટાક્ષો અને વ્યંગથી સરલા એને બનાવે છે, કુંદનલાલનો પ્રવેશ. દૃશ્ય જોઇ બ્હાવરો બની મુકન્દને ઠપકો આપે છે, સત્ય વસ્તુસ્થિતિ સમજાતાં મુકન્દ બેશુદ્ધ થઈ પડે છે, બહાવરે કુંદન જોઇ રહે છે, સરલા બન્ને તરફ તીવ્ર દ્રષ્ટિપાત કરતી ભયંકર અટહાસ્ય કરે છે. ટેબ્લો

# અંક ૨ જો.

## પ્રવેશ પહેલો.

ઘરનો રાહ ઘાટ જોવા પોલીસથી છુપાતો દક્ષસુખ ચતુરના ઘરમાં પ્રવેશ કરી છુપાય છે. શંકર ઘરમાં રાંડોને લાવી જલસો કરે છે. નઉતમનો પ્રવેશ અને ચતુર સાથે તકરાર. શંકર કાકા નઉતમનો ઘાટ ઘડે છે. નઉતમ ફજેત થઇ ચાલ્યો જાય છે.

## પ્રવેશ બીજો.

કમળાના કંકાસથી કંટાળેલો વઇકુંઠ સરલાને ફરીયાદ કરે છે. વૃદ્ધ કુંદનલાલ બન્નેના વ્યવહાર પ્રત્યે વ્હેમની દ્રષ્ટિએ જુએ છે. કમળાનું આવવું. બન્નેને એકાંતમાં વાતો કરતા જોઇ વ્હેમાવું. વઇકુંઠ અને કમળાનો કંકાસ, સરલાની સરલ સલાહ, કમળાનું ગુસ્સામાં જવું. સરલા અને એનો સ્નેહ બન્ને ગુમાવ્યાથી ભ્રમિત થયેલો મુકુન્દ પ્રવેશ કરેછે. વઇકુંઠની સુશ્રુષા અને દિલાસો, મુકુન્દની હાલત જોઇ સરલાનું હૃદય દ્રવે છે. સંજોગનો ભોગ થઇ પડેલ પ્રેમી યુગલનું હૃદયદ્રાવક કલ્પાંત ! બાદ વઇકુંઠ અને મુકુન્દનું જવું. વ્હેમાયલા કુંદનનું આવવું. એક આદર્શ પતિ પિતા અને કુટુંબનો નેતા !!!

પતિ પત્ની વચ્ચે વિખવાદ ! ગુસ્સામાં આવેલો કુંદનલાલ સરલાને મારવા ધસે છે, વઇકુંઠનો પ્રવેશ અને સમાધાન કરાવવા પ્રયત્ન, કુંદનલાલ વઇકુંઠને શીરે આળ મુકી એનું અપમાન કરી કાઢી મુકે છે. ટેબ્લો

## પ્રવેશ ત્રીજો.

જેકી પાસે દક્ષસુખ પોતાનું દુઃખ રડે છે. બાદ કુંદનલાલને ફસાવી પૈસા કઢાવવાના તરકટમાં લુચ્ચો પ્રેમરાય સામેલ થવા ચતુરને ફરજ પાડે છે. કુંદનનું આવવુ, કુટીલ નીતિનું દિગદર્શન ! કુંવારે અવતરેલા પુત્રના ખબર અંતર વિષે ચતુરનો પ્રશ્ન. ઇશ્વરના જુઠા સોગંદ ખાઇ કુંદન પોતાનું એ વિષે અજ્ઞાન પણું જાહેર કરે છે. બાદ કુંદન કામાતુર બની ચતુરનો હાથ પકડે છે. સોનેરી ટોળીનાં પરાક્રમ ! પ્રેમરાય કુંદન પાસે રૂા ૭૫૦૦૦) હજારનો ચેક લખાવી લઇ એને જતો કરે છે.

## પ્રવેશ ચોથો.

વઇકુંઠ અને સરલાનો પ્રવેશ. લગ્નના ઘોંટાળાના રહસ્યનું ખુલ્લું થવું. કોઇને પણ ન પરણવાની હઠ લઇ બેઠેલ મુકુન્દને પોતાની બ્હેન કુમુદ આપવા વિષે વઇકુંઠે સરલાને કહેલું. કુમુદનો પ્રવેશ, ભિન્ન ભિન્ન માનવ હૃદયની ભાવનાઓનું દિગદર્શન! અંતમાં સરલા યંત્રવત ઉભેલા મુકુન્દ સાથે કુમુદનો હસ્તમેલાપ કરી દે છે. ટેબ્લો.

## પ્રવેશ પાંચમો.

પોતાની દીકરી ગુલાબ શંકરને આપવા જેઠીની કબુલાત. જુઠા જોષી મ્હારાજનું આગમન! શંકરના પ્રબળ નવીન ગ્રહોની અસરથી જેઠીનું અંજાવુ. અણધારી નઉતમલાલની સ્વારીનુ આવી પહોંચવુ. જેઠી અને નઉતમલાલને એકાંત આપવાના હેતુથી ફરવા જવાને બ્હાને શંકરનુ છુપાઇ જવુ. કુંદનલાલ ફજેત થઇ કાળુ મોઢુ છુપાવવા બહારગામ ન્હાસી ગયો છે. દરમ્યાન કાપડ મારકીટમાં આગ લાગવાથી કુંદનલાલ અનેક પ્રકારની મોટી નુકશાનીમાં ઉતરી ગયો છે. એટલે ન્હાસી ગયો છે અને તેથી પોતાના કુંદનલાલ પાસેથા નીકળતા લ્હેણા રૂપીઆ પચીસ હજાર પણ ડુબી જશે. બીજા લ્હેણદાર વ્યાપારીઓ પણ અધીરા બની ગયા છે. વગેરે વગેરે નઉતમ જેઠી પાસે કથા કરી સંભળાવે છે. બાદ નઉતમને શંકર પ્રેમરાયના પંજામાં સપડાવે છે. પાંચ હજારની હીરાની વીંટી ગુમાવી નઉતમનુ ન્હાસવુ.

## પ્રવેશ છઠો.

શાંતા અને કુમુદ, નણદ ભોજાઇની મીઠી વાતો. સરલાનો પ્રવેશ. સરલાની સ્થિતિ વિષે કુમુદનુ શોકાતુર થવુ, બળતી આગમાં પડેલા સરલાનુ ઉન્નત હૃદય! સરલા ને કુમુદનુ જવુ. બાદ કુંદનલાલના ટેબલના ખાનામાંથી તફડાવેલ સૃંગાર રસ પોસ્ટ કાર્ડસ અને કોકશાસ્ત્ર લઇ આવી પોપટે શાંતાને દેખાડવાં; વડીલોના છાના કર્તુકોનો ભોગ નિર્દોષ હૃદયો બને છે. શાંતાનુ અધઃપતન! પોપટ વિકાર વશ શાંતાને ઘસડી લઇ જાય છે. પ્રેમઘેલી કુમુદના મુકુન્દને આકર્ષવાના મિથ્યા પ્રયત્નો, જવુ બન્નેનુ. બહાર ગામથી કુંદનલાલનુ પાછું આવવું. પોતાની ગેર હાજરીમાં મુકુન્દનાં લગ્ન કરી નાંખવા વિષે સરલા અને કુંદનલાલ વચ્ચે

તકરાર. સરલાની સચોટ દલીલો. દરમ્યાન, પોપટ અને શાંતા સાથે મુકન્દનો પ્રવેશ. વડીલોના સ્વચ્છંદી બીનજવાબદાર જીવનથી સળગતા સંસારનુ આબેહુબ ચિત્ર! બાદ બધાનુ જવુ. પ્રેમરાયનો પ્રવેશ અને કુંદનને આશ્વાસન.

## પ્રવેશ સાતમો.

કુંદનલાલ હાલની પોતાની પડતી હાલતમાં એક પેઢીનો રૂપીઆ અઢી લાખનો કરજદાર બન્યો છે. નવનીતલાલ એજ પેઢીનો મુંબાઇની શાખાનો મેનેજર બની નોકરી કરે છે. કુંદનલાલની અતિ બારીક થઇ પડેલી સ્થીતિનો રિપોર્ટ પેઢીને મળતાં, કુંદનલાલ પર નીકળતાં બધાય નાણાં એકદમ વસુલ કરવા પેઢીનો તાર નવનીતલાલ પર આવે છે. આજે નવનીતલાલ કુંદનલાલ પાસે કાંઈ પણ રાગ દ્વેષ વિના એ નાણાં વસુલ કરવા આવ્યોછે. વઇકુંઠ એને આવુ ઘાતકી પગલું ન ભરવા સમજાવે છે. અમીરી ખવાસના નવનીતની સ્વામીનિષ્ટાની પરાકાષ્ટા! નિરાશ હ્રદયે વઇકુંઠનુ જવુ, કુંદનનો પ્રવેશ, નવનીતને બેઠેલો જોતાંજ ઉશ કેરાય છે, બાદ પોતાના આવા બારીક સંજોગોમાં રહાય આપવા વિનવે છે. કુંદનને નવનીત પુર્વકાળની સ્મૃતિ કરાવે છે. કુંદન એનું અપમાન કરી જે થાય તે કરી લેવા કહે છે. નવનીતનુ જવું. પ્રેમરાય આવી કુંદનને ભટકાવવો, સરલા અને વઇકુંઠનો પ્રવેશ. વઇકુંઠનું અપમાન, ઉશ્કેરાવલો મુકન્દ બાપને સખત ઠપકો દઇ ઘર છોડી જવા તૈયાર થાય છે. સરલાનો ઉપદેશ. દરમ્યાન નઉતમ નાણાં વસુલ કરવા આવે છે. ધાંધલ. સરલા પોતાના દાગીનાની પેટીમાંથી ત્રીસ હજારનો નેકલેસ કાઢી નઉતમને આપવા તૈયાર થાય છે. એટલામાં નવનીતે આવી કુંદનલાલના ઘર પર ટાંચ મારવી. માનવ પ્રકૃતિઓનું પ્રદર્શન ખડું થાય છે. નઉતમ હાથ ઘસતો રહી જાય છે. સરલાનુ હ્રદય સૌંદર્ય; દીગમુઢ બનેલો કુંદન બહાવરા જેવો ઘર તજવા તૈયાર થાય છે. સરલા સાથે જવા પોતાનો નિશ્ચય જાહેર કરે છે. નવનીત, વઇકુંઠ વગેરે સમજાવે છે. છતાં ન માનતાં પતિ સાથેજ જવા હઠાગ્રહી બને છે: પતિ સાથે સરલા હસતાં હસતાં ઘર છોડી જાય છે. નવનીતનો પારવાર શોક. અંતમાં સહુને ઘર છોડી

# અંક ૩ જો.

## પ્રવેશ પહેલો.

ગુલાબ સાથે પોપટીવાની ટીખલ, જેઠીએ આવી પોપટને મારવા હાથ ઉગામવો. કુંદનને મળવા માગતી ચતુરનું અચાનક આવી ચડવું, જેઠીએ ગુસ્સામાં પોપટ ચતુરનો દીકરો છે એમ જાહેર કરવું, અભાગી માતા અને કુસંસ્કારી દીકરાનું વર્ષો બાદ મિલન ! અજ્ઞાન, પોપટ પોતાના બાપ વિષે ચતુરને પ્રશ્ન કરેછે, એટલામાં કુંદને આવી ચતુરને એ નામ લેતાં અટકાવવી, સરલા છુપી રહી બધું સાંભળે છે, દુઃખી વિધવાનો કુંદનને શ્રાપ. તત્કાળીજ સરલા જાહેર થઇ ચતુરને ઘર છોડી જવાનો હુકમ કરે છે, સરલા અને ચતુરનો સંવાદ, આખરે સરલા ચતુરને શાંત કરી પોપટને સોંપી એને વિદાય કરે છે. ત્યારબાદ જેઠીને નોકરી પરથી કાઢી મુકે છે. બાદ મુઢ બની ગયેલા કુંદનને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરે છે. કુંદનને પૈસા વિના શાંતિ કશામા દેખાતીજ નથી. દલસુખને બનાવટી શેઠીયો બનાવી પ્રેમરાય એને કુંદન પાસે દસ લાખ રુપીઆ અપાવવા હાજર કરે છે. બદકીસમતનાં કાળાં વાદળો વચ્ચે ઘેરાયલો કુંદન સરલાના શીયળના બદલામાં એ રકમ લેવા કબુલ થાય છે, બાદ બધાનુ જવું. કુમુદ મુકન્દના ભ્રમિત ચિતને ધીમે ધીમે ઠેકાણે લાવે છે. સરલા વિષેનો મુકન્દનો મોહ દુર થાય છે. એ પ્રેમી યુગલની વાતચિત દરમ્યાન સરલાનો ગર્વભંગ !

## પ્રવેશ બીજો

ચતુરની મિલકત હવે નઉતમના હાથમાં આવવાથી એની ખુસાલી, પોતાનુ પાપ ન પકડાય માટે જેઠીને એણે પોતાના મુનીમની જગ્યાએ નોકરીએ રાખી છે. અનાથ બનેલી ચતુરની મુસીબતો, બાદ શંકરને હાથે જેઠી અને નઉતમનો રકાસ !

## પ્રવેશ ત્રીજો.

કુંદનલાલને પ્રેમરાયની સોનેરી ટોળીના પંજામાંથી બચાવવા અને એ ટોળીનો ભેદ લેવા નવનીતલાલની સલાહથી વઇકુંઠે ગાર્ડન પાર્ટી કીધી છે. કમળાનો વિરોધ અને કંકાસ, મુકન્દ અને કુમુદનું આવવું. કુમુદના સદ્દુપદેશે કમલાનો કમજો દુર થવો; બાદ નવનીતલાલ, સરલા. પ્રેમરાય, દલસુખ ઇત્યાદિ પરોણાઓનુ આગમન, નઉતમ સાથે જેઠી પણ મુનીમના વેશમાં આવે છે. જેઠી અને નઉતમની ફજેતી, સોનેરી ટોળીના પરાક્રમ.

## પ્રવેશ ચોથો.

પહેલા અંકના પહેલા સીનમાં દરીયામાં પડેલો ચતુરનો વર ઉતમલાલ આજે સાજો તાજો ઘેર પાછો ફરે છે. નઉતમ લાલ તથા જેઠીની અનેક લીલાઓ નીહાળી કંટાળેલો ઉતમલાલ ચતુર પર પડતો ત્રાસ નજરે નીહાળે છે, દરમ્યાન સુખથી રહી શકાય એટલા માટે શંકર અને ગુલાબનાં લગન કરી આપી, દશ હજારની થેલી ચાંદલામાં આપી શંકરને ઘરમાંથી વિદાય થવાનુ કહે છે, વૈદરાજની મોકાણમાં નઉતમ અને જેઠીનો ભેદ શંકર ખુલો કરી દે છે. ઉતમલાલનો નઉતમને સખત ઠપકો, જેઠી તથા શંકરને પાણીચું, સંજોગનો ભોગ થયેલી ચતુરનો ફરી સ્વીકાર.

## પ્રવેશ પાંચમો.

સંપુર્ણ ગરીબીનો લ્હાવો લેતી સરલા કુમુદ અને મુકન્દનું મળવા આવવું, મા દીકરાની માયાભરી વાતો. બાદ બધાનું ઘરમા જવું, લોકોથી મોઢું છુપાવી રહેતી શાંતા બીજી બાજુથી લાકડાં વીણવા જંગલમા ચાલી જાય છે, શાંતાની શોધમાં સરલા આવે છે, બીજી બાજુથી દલસુખ સાથે પ્રેમરાય પ્રવેશ કરે છે. દશ લાખનો ચેક દેખાડી સરલાનું અપમાન કરે છે, કુંદનલાલે આવી સરલાને ધમકાવવી, નવનીતલાલનું આવવું, કુંદને સર્વ આરોપ સરલાને શીરે ઢોળી દેવો, નવનીતલાલની તપાસમાં પાપી ઓનાં પાપ ઉઘાડાં પડે છે, વઇકુંઠે પોલીસ સાથે આવી પ્રેમ રાય તથા દલસુખને પકડવાં, કુંદનલાલ આ સર્વ બનાવોથી અર્ધ ગાંડા જેવો બની જાય છે. દરમ્યાન પોલીસની નજર ચુકવી નહાસી છુટવા પીસ્તોલ ખુંચવી લઇ પ્રેમરાય ગોળી છોડે છે. લાકડાં વીણી પાછી ફરતી બિચારી શાંતાને ગોળી વાગે છે. શાંતા તત્કાળ મરણને શરણ થાય છે. હવે બીલકુલજ પાગલ થઇ ગયેલો કુંદન ઘેલછામાં દોડતો જઇ કુવામાં પડી મરી જાય છે, સરલા પણ કુવામાં પડવા દોડે છે. નવનીત અટ કાવે છે, સરલાને વૈધવ્યાવસ્થામાં જોઇ નવનીતલાલનું કલ્પાંત, મનુષ્ય ધારે છે શું ને પ્રભુ કરે છે શું ?

ॐ

પ્રતિ

# એ કોનો વાંક?

## નાટકનાં ગાયનો.



સ્તુતિ

(૧)

બાળાઓ:-

અભરણ ભરણ તું
અશરણ શરણ તું
દાતા ત્રાતા વિશ્વ વિધાતા—અભરણ
આધી ઉપાધી વ્યાધી વિદારણ
મારણ તારણ તું જગ કારણ
જગજીવન તું જીવન ધન તું
ભવ ભય સકલ હરણ તું—દાતા

(૨)

સરલા—

આશા અમોને નચાવે, અભાગી આશા અમોને નચાવે
ગરીબાઈ આશા બંન્ને બેનડીઓ હીંચોળે હીંચકાવે
આશા નીરાશાના પાસા જોયા
વેચાયા એક ભાવે,—અભાગી
ભુંડાં કામો કરવા અમને, આશા અરે લલચાવે
ધન હરવાના જુઠા ધંધા, આશા સહને કરાવે—અભાગી
હડ હડ થાયે ઘર ઘર ભટકી
તોયે શરમ ન આવે
વેણ અનુભવીનાં એ સાચાં
આશા સહુને સતાવે—અભાગી

સરલા-

ચોર ચીતડાનો ભાઇ આ તો કેવો ચકોર
હસ્તે મુખડે ઉભો સામો છે નિર્લજ નઠોર—ચોર
મુકુંદ—દઇ ચુંબનનું દાન ગોરી શાને કરો શોર
સરલા—ઓ મારે કોઇ દાડો અહીં આવ્યો છે ચોર—ચોર
સજ્જન પણ દુર્જન ચોર હશે તે સમજી આજે
મુકુંદ—જાણ્યા પછી કાં નીચું ઢાળો આ મુખડું લાજે
સરલા—વિચારૂં મનમાં બાધુ શા બધનમાં
સપડાઇ સંકટમાં હું અબળા કમજોર—ચોર

(૪)

ગુલાબ-

હું નાની ભોળી બાળાને કાં લુચ્ચી કહી ભરમાવે
કાલા કાલા કામણગારા બોલ બોલી કાં ફસાવે
પોપટ—હું છું ભ્રમર ભોગી સદા ભટકું ગુલાબ ડાળે
ગુલાબ—ડંખીલા એવાને પરણી કોણ જીવન બાળે—હું
પોપટ—ગુલાબે પણ ડંખીલા કાંટા તે કોણ ભાળે
ગુલાબ—જા......જા.......લુચ્ચા પાજી કાં શરમાવે—હું

(૫)

શાન્તા-

નથી જહાંગીરીમાં ખાન્દાની નથી ફકીરીમાં
ઉંડે ઉંડે ઉતરી ભાળો અંતર અટારીમાં—નથી
સરળ સ્નેહ મર્યાદીત સ્વારથ ક્ષમા વૃતિથી પુર હો
દાન દયા ઔદાર્ય સાથે સત્ય નીતિ ભરપુર હો—નથી

અંગે ઉજળો બગલો રૂપાળો
મયુર કળાધર ઠાઠ નીહાળો
કોકીલ મેના શુક પ્રીતે કાં પાળો
મુકો ખાન્દાનીનો ત્યાં સરવા......ળો—નથી

(૬)

શંકર—

ક્યાં ચાલ્યા ઓ કાકા નહિ દઉ જાવા
નૌતમ—મસાણમાંથી ઉડી આવ્યો મફતે મલીદા ખાવા—
શંકર—સુના આ સંસારમાં મને કોણ દીલાસા દેશે
નૌતમ—કાકી તારી ઉભી આંગણે તારાં છાણીયાં લેશે
શંકર—કાકા વિયોગે તારા મરીશ હું ઝુરી ઝુરી
નૌતમ—કોનસ્ટેબલનો કાન પકડી તારી ભરીશ જુરી
શંકર—ગોળને પાણીએ નાહી ક્રિયા કરજો પુરી
નૌતમ—તે દાડે તો દીકરા હોંશે ખાશું લાડુ પુરી

(૭)

નવીનતરાય—

સરદયને સદા પાસ, ફાંસીની આ સંસાર
કરૂણાનો દંભ ડોળ ગળાફાંસુનો વ્યવહાર—સરદય

સાખી

યાચે ગરજુ ભોળા દીન દુઃખી સ્હાય બની લાચાર
દઈ દીલાસા આશા અર્પી ભક્ષ કરે નીરધાર
થઇ ઠાવકો બગ ઠગ સરીતા તીર પ્રતિષ્ઠા સ્થાપે
અજા ચર્મ ઓઢી વરૂ દંભે ભરે ઉદર નીત પાપે
વિશ્વાસે ડુબે વહાણ દગાબાજોની દુનીયાં છે
છાતીએ બાંધી પ્હાણ, તરવી આજ દુનીયાં છે—સરદય

(૮)

શાન્તા—

ચુંબન વીણ તો સ્નેહ ન જામે
(તમે) જુઓ જગતના ખેલ (૨)
ચુંબનને ચટકે ધોવાયો, સ્નેહી મનના મેલ—તમે

સરલા—હારે જ્યારે વદતા વાણી આંખે આંખ હસી લે લ્હાણી
દીલથી દીલ દબાવી કહેતું, કંઇ કંઈ કીસ્સા કહાણી
વસમી વાતો એ મુશ્કેલ, સમજવી નથી અન્યને સ્હેલ—તમે

શાન્તા—પશુ પક્ષીઓ જુઓ બીચારાં
વાણી વીણ વીચરે દુખીયારાં
સ્નેહ ઉમળકો મૌન વૃતિએ શમાવે ચુંબન દ્વારા
નીર્મળ સ્નેહ તણી એ વેલ
પોશવી ચુંબનથી કરી ખ્હેલ—ચુંબન

(૯)

ગુલાબ—

સાજનીયારે તારા દરશનીયાં વીણ હું તો ઘેલી
તનડામાં તાન તારા મનડામાં માન
કેમ રેલાય રંગ રસ હેલી, રે—તારા
લાગે રૂપાળો કેવો રાણી જાયો
નેડલો લગાડી કાં રસીયા રીસાયો
પાલવડે વાયુ ઢોળું કાં મુઝાયો
મંત્ર મીઠડા સુણાવ માન મેલી. રે—સાજનીયા

(૧૦)

સરલા—

વિષમ ભવજલ વિષે આ દેહ નાવલડું તણાયે છે
ડુબે ડાહ્યા બહુ જ્ઞાની ત્યાં પાગલ પાર પામે છે—વિષ

જીવન સંગ્રામ આ સંસાર જ્યાં છે સ્વાર્થના પોકાર
બહુ બળીયા જતા તળીએ, સુખે પાગલ વીરામે છે—વિષ
મનુષ્ય ને સ્વાર્થના પત્થર, ઉરે બાંધી ડુબે દુનીયાં
એ બેપરવાહી પાગલને દીનારો આંખ સામે છે—વિષ

(૧૧)

સરલા—

શેર

વસ્લકી રાત તો રાહતસેં બસર હોને દો
શામહીસે એ યમકી કે સહર હોને દો
કેદતે કર્યુ હો જુવાનીમે હસીનો કો અમીર
રાતહી ભરકા યેહ જોબન હય સહર હોને દો

ગાયન.

નાલએ બુલબુલસે દિલયે ચોટ અયસી લગ ગઇ
રોતે રોતે બાંગ બાંકો આજ હિચકી લગ ગઇ—નાલએ
દરદે દિલને ઉઠકે પહેલું વહી ચોકા દિયા
આંખ બદલી અયં અમીર ઉસને મય બિસ્મિલ હો ગયા
રાત ભરમે જબ આંખ મેરી લગ ગઇ
વ્હાં નિગાહ તિરછી હુઇ યહાં દિલપે બરછી લગ ગઇ-નાલએ

(૧૨)

સરલા—

ચમકી ચપળા સમ ચાલી ગઇ
ઘડી સુખની એ જીવન બાળી ગઇ—ચમકી
સ્નેહ સંબંધ છે સ્વાર્થની બાજી
મુરખ મન મલકે બની રાજી
અંતે ઠગાયે ફસાયે મુઝાયે
(એ) ભરમનું ભાન કરાવી ગઇ—ચમકી

(૧૩)

ચતુર–

ખાન્દાની નથી તુજ ખમીરમાં
ભલે ગણુતી થાતી હો અમીરમાં—ખાન્દાની
સ્વાંગ શાહુકારીનો કર્મો છે કાળાં
છુરી બગલમાં કરમાં છે માળા
પડ્યું સોમલ સુધાસમ ખીરમાં—ખાન્દાની
દુરથી દેખાતા ડુંગર રુપાળા
હૈયા હેઠળ હોય પત્થર કાળા
ન હોય સંભવ કુન્દનનો કથીરમાં—ખાન્દાની

(૧૪)

કુમુદ–

પપૈયા પીયુ બોલ બોલ પીયા અબોલને બોલાવ
વર્ષી રહી સ્નેહ સુધા સ્હ્ય ખાલી ખાલી સાવ—પપૈયા
શાન્તા—વર લાવી, વર લાવી ઓ ભાભી
કુમુદ—(ક્યાં છે) ઓમારે કેવી બીવરાવી—પપૈયા
શાન્તા—વર નહિ પણ વરદાન લાવી
આજ અબોલા છુટશે ભાભી
કુમુદ—(હાશ) જગમાં સહુ ભાભીને. મળજો નણદલ આવી
શાન્તા—અંગે અંગમાં રંગ અનંગ ઉર્મી કેવી આવી—પપૈયા

(૧૫)

કુમુદ–

ડગ મેલો ને રે વિચારી
પ્રવાસી જન ના રે બનો નાદાન
સુલભ તો નથી પ્રણયનાં પાન—ડગ...

કાંટા વેરાયા વાટે વાટે
(હે) ડગલે ડગલે હાણુ
સુમન સુરંગી ભાળી ચુંટે નીવડશે અંગાર
હેમ પાત્રમાં અમૃત માની હોઠે ન ધરશો લગાર
મૃગજળ પાછળ દોડી તૃષાતુર
ગાફીલ ખોયે જાન—ડગ

(૧૬)

સાખી

નવનીતરાય

ચારીત્ર હીણુ ક્ષણ ભર જગે, દંભ ડોળે પંકાય
પણ હીરલા વીરલાની કીમત ભીતી વીના અંકાય
પ્રતિષ્ટા પોશાય પોકળ દુનીયા પોલાણે
અજ્ઞાની જ્યા અંજાય ભરમ ભેદુઓ તે જાણે—પ્રતિ
ગુલાબી સુંદર પાંખડી હેઠળ કાંટા શુળ છુપાયા
સુળ સુકોમળ કમળ તણાં તો કાદવ માંહી દટાયાં—ભરમ
હુજમ કરી નીર નીત સાગર રત્નાકર કહેવાયા
વિષધર કાળા નાગ સુંવાળા મણીધર નાગ ધરાયા—ભરમ

(૧૭)

ગુલાબ—

ગુલાબ—નહિ બોલું (૩) તું જા
પોપટ—તું રીસાતાં મારી તો ઉડી ગઇ મજા—નહિ
ગુલાબ—પરિક્ષા પ્રેમનીમાં પોપટજી બીલકુલ નાપાસ છે
પોપટ—એવડા અનુભવનો નાપાસ લાભ ખાસ છે
ગુલાબ—હજીયે તું થઇ નફ્ટ કાં કાલો ઘેલો થાય છે

પોપટ—(ગુલાબની સુગંધી વીણુ આ જીવ ઉડી જાય છે)
ગુલાબ—બસ બેસી રહે થઇ ચુપ એ...તને છે સજા—નહિ

(૧૮)

સરલા—

હો મુસાફર જાગ જાગ સુતો શું સોડ તાણી
પંથે પડી ચાલ ચાલ, સમયને અમુલ જાણી—હો
ઉંઘમાં ગુમાવી તેં ઘડી જે ભલે ગઇ તે ગઇ
સમયનો કરી લે સાથ બાજી હાથ રહી તે રહી
તીમીર ટળે પાપ બળે કાન્તિ મળે શાન્તિ મળે
ભાવીને તું ભેટ હસી
શાને લાવે આંખ પાણી—હો

(૧૯)

કુમુદ—

જગત વ્યવહાર જોડે છે પુરૂષને પ્રકૃતિ સાથે
લગનની લ્હાણુ લેવાને પ્રણયના પંથીઓ કયાં છે-જગત
જુઓ નરનારના જોડાં ક્ષુધાતુર રૂપ યૌવનનાં
બધાંયે દેહની ગાંઠે રદયનાં દાન ત્યાં કયાં છે—જગત
પુરૂષ અજ્ઞાન સ્ત્રી નાદાન શું જાણે જીવન શાને
ભટકતા શોધતા બકતા ખજાનો શાન્તિનો કયાં છે—જગત
નથી જયાં સ્નેહની સુગંધ, નથી મીઠાશ જીવનની
પરમ પંથે વીચરવાને સમર્પણ આત્મના ત્યાં છે—જગત

(૨૦)

શંકર—

ધીમા ધીમા ચાલો રે મુનીમજી
પતલી કમર બલ ખાયરે

બાણ નયનોનાં એવા કાતિલ
જડ પત્થર આ પાણુ થઈ જાય—ધીમા ધીમા

નૌતમ—જખમો ઉંડારે શંકરીયા
દીલના આજ સહ્યા નવ જાય
જેઠીમાં જીવ પેઠો મારો

શંકર—ચોટે પડયો શું થાય રે

નૌતમ—અરરરરરર હાય, અહીં કંઇ થાય—ધીમા

જેઠી—સુણ સુણરે શંકરીયા તું દીયરીયો મારો થાય

શંકર—છે બહુ પાકો મારો કાકો
કોણુ તમારો એ થાય

નૌતમ—અરરરરરર હાય અહીં કંઇ થાય—ધીમા

(૨૧)

નાચનારીઓ—

કહેતે હૈ શૌકસે આયે મેરી મહેફીલમેં અમીર
સાથ ન લાયેં મગર લુટને વાલે દિલકો

તાક કર તીરહી સીનેપે લગાયે જાલીમ
યુંહી નીકલેં મેરી હસરતકે નિકાલે દિલકો

મારહી ડાલતે હૈ ગેસુઓ વાલે દિલકો
પેચ પર પેચ હૈ અલ્લાહ બચાલે દિલકો
કીસ ઉલ્ફતમેં પડે જાનકે લાલે દિલકો—મારહી

ઉનકે ગે સુતો બલા હૈ કે પડે હુયે પીછે
બેડસે આજ ન છોડેંગે કાલે દિલકો
ઇસ મુસીબતસે અબ અલ્લાહ નીકાલે દિલકો—મારહી

(૨૨)

ચતુર—

ક્યાં જઇ કહે વાતો દીલની વીધવા
દુ:ખ દાવાનળ સળગ્યો ચોગમ
અશ્રુ સીંચને કેમ એ ઓલવાય—ક્યાં

નાથ અનાથ બનાવી ચાલ્યા
અબળા શીરે દુ:ખડાં વર્ષાવ્યાં

સ્વજન વેરી થઇ હસી રહ્યા
થયું દુર્લભ રડવું જગ માંય—ક્યાં

(૨૩)

શંકર—

કરી સર્વ નાશ અંતે નીરાશ થઇ આ
સબમરીન ક્યાં ચાલી—કરી

નૌતમ જેવી ડ્રેડનોટની સ્હાય લઇ ફુલી ફાલી
અંતે ઘાયલ થઇ સૂકી ગોદીમાં ચાલી—કરી

હોસે હોસે સુખી કુટુંબોને પાયમાલ તેં કીધાં
ટોરપીડો છોડીને છાના પ્રાણ કંઇકના લીધા

જેઠી—એ તો છે મારો ધંધો એમાં તું શું સમજે બંધો

શંકર—તારા ગેબી ગોળાથી ટક્કર જીલે આ બંદો

જેઠી—શંકડા મૂરખથી દુનીયાં નથી ખાલી
એક નહી તો બીજાને સપડાવવા હું આ ચાલી—કરી

સરણા—

ગરીબીને ન હીણો રે, ગરીબી છે પ્રભુ પ્યારી
રહે ખુશ હાલમાં નીત્યે, ગરીબીની ખુબી ન્યારી—

નથી મહેલાતની મસ્તી નથી ઠકરાતની સુસ્તી
સદા દંભ ડોળ વીણ હસ્તી, ગરીબીની સદાચારી—

માન મદ મોહ ને મત્સર, વસ્યાં શ્રીમંતને અંતર
રચ્યા ત્યાં પાપના ડુંગર, જીવન બાજી જતા હારી—





## રૉયલ નાટક મંડળી.

# એ કોનો વાંક?

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શેઠ મહાશંકર વેણીશંકર.

રૉયલ નાટક મંડળીના માલેક, મુંબાઇ

લેખક,

જામન.

ડાયરેક્ટર,

મી. સોરાબજી મેહરવાનજી કાત્રક.

આવૃત્તિ ૧ લી * પ્રત ૫૦૦૦



સને ૧૯૨૬.

કિંમત ચાર આના.



# નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

મંગળાચરણ.

પ્ર. ૧—વસ્ત્રહરણ. ગોપગણની શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ. કન્યાઓનું મોળાકતના વ્રત નિમિત્તે યમુનાજીમાં ન્હાવા આવવું. કન્યાઓ લુગડાં ઉતારી નદીમાં ન્હાવા પડે છે ને કૃષ્ણ તેમનાં કપડાં લઈ, કદમ્બપર ટીંગાળી, પોતે કદંબપર ચડે છે. ગોપીઓને ખબર પડતાં દીનવાણીથી કપડાં પાછાં આપવા યાચના કરે છે. એટલે પ્રસન્નતાથી શ્રીકૃષ્ણ તેમને લુગડાં પાછાં આપે છે, અને રાસ રમાડવા વરદાન આપે છે.

પ્ર. ૨—રાધાજીની શ્રીકૃષ્ણ પ્રત્યેની પ્રેમ લાગણી. લલિતા તથા બીજી સખીઓ કૃષ્ણને બોલાવવાની યુક્તિ શોધે છે એટલામાં રાધાજીની માતાનું આવવું. રાધાપર ખીજાવું. સખીયોના પ્રપંચથી છેવટે રાધાજીએ પોતાની સખીઓને લઇને ગોરસ વેચવા જવું.

પ્ર. ૩—દાણલીલા. શ્રીકૃષ્ણની તથા ગોવાળીયાઓની ગમ્મત. કન્યાઓનું ગોરસ વેચવા આવવું. શ્રીકૃષ્ણ તેમની પાસે દાણ માગે છે. રાધા, લલિતા તથા બીજી સખીઓ આનાકાની કરે

નથી. તેને ઘરમાં પુરે છે. લલિતા પ્રેમલક્ષણા ભક્તિના દોરમાંને દોરમાં મૃત્યુવશ થાય છે.

પ્ર. ૩—રાસલીલા—લલિતાનો સૂક્ષ્મદેહ શ્રીકૃષ્ણનાં ચરણકમલમાં નમે છે. શ્રીકૃષ્ણ તેનો ઉદ્ધાર કરે છે. આ સીનમાં શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધમાં કહેલા કૃષ્ણાવતારના રહસ્યનું સ્પષ્ટી કરણ કરવામાં આવ્યું છે. ગોપીઓ શ્રીકૃષ્ણને કહે છે કે જો આપ પરમાત્મા હો તો અમે આપની શકિતઓ છીએ, આપ આત્મા હો તો અમે આપની વૃત્તિઓ છીએ આપ દેહ હો તો અમે આપની ઇંદ્રિયો છીએ અને સામાન્ય પુરૂષ હો તો અમે આપની સ્ત્રીયો છીએ. તેવીજ રીતે રાસલીલાનો અર્થ હાલના જમાનામાં લોકો જે સ્થુલ ભાવમાં લે છે તેનું પણ રહસ્ય સમજાવવામાં આવ્યું છે. શ્રીકૃષ્ણે ગોપીઓને આપેલો ઉપદેશ. ગોપીઓની શ્રીકૃષ્ણ પ્રત્યેની પ્રેમલક્ષણા ભકિતની પરાકાષ્ટા.

પ્ર. ૪—કૃષ્ણ તથા બળભદ્રને તેડવા અક્રુરજી આવેલ છે તે ઋષભને મળે છે. ઋષભ તેમને નંદરાયનું ઘર બતાવે છે અક્રુરજી નંદરાયને "તમને તમારા પુત્રો સહીત કંસ ધનુર્યાગ કરે છે તેમાં બોલાવેલ છે" એમ કહી તેડી જાય છે. કૃષ્ણ ઋષભને પણ સાથે લઇ જાય છે. રાધા, કૃષ્ણ સાથે જવા તૈયારી કરે છે. કૃષ્ણ તેડી જતા નથી.

પ્ર. ૫—કંસની કચેરી—શ્રીકૃષ્ણને મારવા કંસના પ્રયત્નો. પોતાના પિતા, તથા બહેન તથા બનેવીની બુરી હાલત કરી પાંજરામાં પુર્યા છે. એટલામાં નંદરાયજી પોતાના પુત્રો સહિત આવે છે, કૃષ્ણને કંસ મલ્લયુદ્ધ કરવા કહે છે. મલ્લયુદ્ધમાં બન્ને જીતે છે. આથી ક્રોધે ભરાઇ મ્હાવતને તેનાપર હાથી છોડી મુકવા કહે છે હાથીને પણ કૃષ્ણ મારે છે ને છેવટે કંસને મારી નાંખી તેનું માથું તેના સસરા જરાસંઘ પાસે મોકલે છે. ને પોતે દ્વારીકામાં જવા સારૂ સર્વને ગાડેલમાં ગોઠવે છે. ત્યાં રાધા આવે છે. રાધા, સાથે લઇ જવા યાચના કરે છે. શ્રીકૃષ્ણ મહેલ ઉડાડે છે. રાધા જોગણ વેશ ધરે છે.

## અંક ૩ જો.

પ્ર. ૧—રૂક્મિણી તથા સખિયોનો વિનોદ. રાધાનું કૃષ્ણદાસી નામ ધારણ કરીને જોગણ વેશે આવવું. રાધાનો કૃષ્ણ પ્રત્યેનો ભક્તિભાવ જોઇ રૂક્મિણીને પણ કૃષ્ણ માટે પ્રેમલાગણી થવી. રૂક્મિકુમારનું આવી પોતાની બ્હેનને શિશુપાળ જોડે પરણવા કહેવું. રૂક્મિણીએ તેનો તીરસ્કાર કરવો. છેવટે પત્ર આપી બ્રાહ્મણને કૃષ્ણને તેડી લાવવા મોકલવો.

પ્ર. ૨—સુદામાજીની દારિદ્રતા. સરસ્વતીનું તેમને શ્રીકૃષ્ણ પાસે યાચના કરવા જવા કહેવું. આનાકાની કરતાં છેવટે સુદામાજી યાચના કરવા જાય છે ને તાંદુલ ભેટ તરીકે લેતા જાય છે.

પ્ર. ૩—શ્રીકૃષ્ણનો પટરાણીઓ સાથે રાગરંગ. સુદામાજીનું આવવું. તેમનું આતિથ્ય કરવું. તાંદુલ લઇ, ખાઇ, તેના ઘરને ઠેકાણે નવનિધવાળા મહેલ કરવા. બ્રાહ્મણનું આવવું, કંકોત્રી જોઈ શ્રીકૃષ્ણે ત્યાં જવા તૈયારી કરવી. સત્યભામા તેમને રોકી રાખે છે છેવટે કૃષ્ણ જાય છે. સત્યભામા કૃષ્ણ સાથે લક્ષ્મીજીની મૂર્તિ મંગાવે છે,

પ્ર. ૪—રૂક્મિકુમાર કૃષ્ણને મારવાના વિચારથી પોતાના યોધ્ધાઓને દેવળનું સાવચેતીથી રક્ષણ કરવા કહે છે. રૂક્મિણી સખીયો સાથે માતાનું ધ્યાન કરવા આવે છે. એકલી મંદિરમાં જઈ ધ્યાન કરે છે. શ્રીકૃષ્ણ પ્રગટ થાય છે. રૂક્મિકુમાર શ્રીકૃષ્ણને પોતાની બ્હેનને ન લઇ જવા કહે છે. કૃષ્ણ માનતા નથી. રૂક્મિ, કૃષ્ણની સાથે યુદ્ધનો આદર કરે છે. કૃષ્ણ રૂક્મિને મારવા જાય છે. રૂક્મિણી પોતાના ભાઇને ન મારવાની આજીજી કરે છે તેથી શ્રી કૃષ્ણ રૂક્મિને જવા દે છે ને પોતે રૂક્મિણીને લઇને જાય છે.

પ્ર. ૫—સુદામાજીના મહેલ—સુદામાને ભ્રમ થાય છે. પોતાનું ઝુંપડું ન જોઇને મનમાં ખેદ થાય છે. ઝોકામાં સરસ્વતી આવી તેમને લઇ જાય છે. દરવાજામાં દાખલ થતાં વૃદ્ધાવસ્થા

જતી રહે છે ને યુવાવસ્થા આવે છે. પતિ પત્નિ પ્રભુનો ઉપકાર માને છે.

પ્ર. ૬—શ્રીકૃષ્ણ ભક્તદાસનું નામ ધારણ કરીને રાધાને વનમાંથી દોરી લાવે છે. પ્રેમભાવનાની પરાકાષ્ટા.

પ્ર. ૭—સત્યભામા રૂક્મિણીને લક્ષ્મીની મૂર્તિ જાણી પગે લાગે છે. કૃષ્ણ આવી કહે છે કે એ રૂક્મિણી છે. ત્યારે સત્યભામાને લક્ષ્મીજીની મૂર્તિ માટે શંકા પડે છે. અપ્સરાને પૂછે છે તે કહે છે કે ઇંદ્ર કહેશે, તેથી રૂક્મિણી ઇંદ્રને બોલાવે છે. પૂછતાં, ઇંદ્ર કહે છે કે તમે લક્ષ્મી નહિ પણ આ (રૂક્મિણી) છે. નટ બ્રહ્મા, શંકર, બધા કહે છે કે તમે લક્ષ્મી નહિ. સત્યભામાને કોઇનું માન્યામાં આવતું નથી છેવટે શ્રીકૃષ્ણ કહે છે કે આ આસનપર લક્ષ્મીજીજ ચડી શકશે. તેમ હો તો પધારો, સત્યભામા પગથીએ ચોંટી જાય છે. મુક્ત થવા શ્રીકૃષ્ણને યાચે છે. શ્રીકૃષ્ણ ભક્તિ માર્ગ બતાવે છે. સત્યભામા ભક્તિને બોલાવે છે. રાધા આવે છે, મોક્ષના માર્ગની સમજ પાડે છે. સત્યભામાનો ગર્વ ઉતરે છે. તેની યાચનાથી શ્રીકૃષ્ણજી ચતુર્ભુજ રૂપે દર્શન આપે છે. છેવટે આનંદ.



## પાત્રોનું લીસ્ટ.

### પુરૂષ વર્ગ.

નંદરાય—શ્રીક્ષ્ણુના પાળક પિતા.

શ્રી કૃષ્ણ—પરમાત્મા.

બળભદ્ર—તેમના મોટા ભાઇ.

કંસ—મથુરાંનો રાજા.

અક્રુરજી—શ્રી કૃષ્ણુના કાકા.

સુદામાજી—શ્રી કૃષ્ણુના પરમ ભકત અને ખાસ સખા.

શંકર }
બ્રહ્મા } દેવતાઓ.
ઇંદ્ર }
નારદ }

રૂક્મિકુમાર—રૂક્મિણીનો ભાઈ.

ઋષભ—એક ભરવાડ.

### સ્ત્રી વર્ગ.

યશોદાજી—નંદરાયજીની સ્ત્રી.

રૂક્મિણી }
રાધાજી }
સત્યભામા } ......શ્રી કૃષ્ણુની પટરાણીઓ.
જાંબુવતી }
કાલિંદ્રી }
મિત્રવિંદા }

ચંદ્રા }
ભદ્રા } ......રાધાજીની સખીયો,
વિશાખા }

લલિતા—રાધાજીની સખી અને ઋષભની સ્ત્રી.

સરસ્વતી—સુદામાજીની સ્ત્રી.

સિવાય—ગોકુળવાસીઓ, વ્રજવાસીઓ, દાનીયો, દરબારીઓ, અપ્સરાઓ, દ્વારપાળ, ગોવાળ, ગોવાળણીઓ, સખીઓ, દેવગણ, લલિતાનો ભાઇ તથા ભાભી વીગેરે વીગેરે.



શ્રી

# કૃષ્ણ ચરિત્ર.

## નાટકનાં ગાયનો.

---

### અંક ૧ લો.

---

સૂત્રધાર:— (૧)

મંગલ ગાઓ ગાઓ પ્રભુ યશ,
આનંદ આનંદ થાય સદાય સહુ ગૃહે;
વિમલ ભક્તિ રસ વહે સુખી થાઓ—મંગલ.
કૃષ્ણ કથામૃત પાવનકારી પ્રીતે ગાઇએ,
લેવા સંતો આવો, પ્રેમ રસ લ્હાવો—મંગલ.

નટી— (૨)

ગાઉં ગાઉં ગુણ પ્રભુના, યશ વિભુના, સ્નેહ ધરીને,
શુભ મતિ આપો દયા કરી;
નામું શીશ હું જગદીશ પ્રેમ ધરીને—ગાઉં.
દૈત્યોના સંહાર માટે, દેવો તણા કોડ પુરવા કાજે;
અવનિમાં અવતાર ધારી, ભક્ત ઉદ્ધારી,
વંદન કરૂં હું શ્રી હરિને—ગાઉં.

( ૩ )

**બાપુ:—**

પ્રગટ થયા નારાયણ વ્રજ ભૂમીપર,
દેવ કાર્ય કરવાને માટે શ્રી શ્યામ સુંદર—વ્રજ.
વિકટ કળી તણી પ્રબળ છાયા જોઈ,
સંસાર વિષે ભક્તિ ધર્મનો,
માર્ગ વિસ્તારવાને માટે;
જીવોના ઉદ્ધારને કાજે કરૂણા કરીને પધાર્યા છે નટવર—વ્રજ.

( ૪ )

**કન્યાઓ:—**

ચાલો ચાલો સખી જમનાંજીમાં ન્હાવાને કાજે,
વ્રત આચરીએ એવી વીધે જે કુંવતીને છાજે—ચાલો.

**રાધા**—કાત્યાયની વ્રત જે કરે, કુંવારી કન્યાય,
પામે વર મન માનતો, એવો છે મહિમાય;

**કન્યા**—આશીષ માતની માગો લઈએ આ..........જે—ચાલો.

( ૫ )

**નાનુડી:—**

બાઈરે શામળીઓ લાલ છે લટકાળો, રૂપાળો એતો,
લાગે મતવાળો મને વ્હાલો—શામળીયો.
છેડો મારો પકડે છબીલો,
છાનો રહી છોગાળો;
પેલો મધુરી મોરલીવાળો, રૂડો રઢીયાળો,
છબીલો રસીક નંદલાલો.
હું તો પરણી કાનડ કાળો—શામળીયો.

( ૭ )

રાધા:—ઘેલીરે મને કીધી નંદજીનારે નંદે,
પડી હું તો રસીલાને છંદે—સખી—ઘેલી.
કામણગારાં લોચનીયાંરે.
પ્રાણ કર્યા પરવશ મારા,
વાંસલડીયે લ્હે લગાડી,
પાડી મને છબીલાને ફંદે—ઘેલી.

( ૮ )

ગોપીઓ:—કાનડ લ્યો કોઈ નરનારી,
અમૃતથી અતિ મિષ્ટ છે અને વળી સુખકારી.

રાધા:—એ..........મટુકીમાં મોહન ભર્યો
લેતાં તૃપ્તી થાય.
વેચું સુંદર શ્યામળો મારે હૈયે હરખ ન માય—કાનડ.

( ૯ )

રાધા:—મને રોકી રહ્યા શીદ વનમાંરે ?
શીદ વનમાંરે, સખી જનમાંરે,
શું છે મનમાંરે ?—મને.
અલબેલા શો આવડો આડો ?
દહી નથી નંદ ભૂવનમાંરે ?—મને

કૃષ્ણ:—ગોરસ તારૂં લાગે મીઠું,
ટાઢક થાયે તનમાંરે—મને.

રાધા:—ગોરસ કેરાં દાણ તે શાનાં ?
લીધાં વેચાતાં વચનમાંરે—મને.

( ૧૦ )

રાધા:—ન અડશો આઘા રહેજો અલબેલડા,

કૃષ્ણ:—પીશું અંકે ભરી અધરામૃત સુંદરી.

રાધા:—આ શ્યામ રંગ લાગે અંગ;
કાળી કાળી થાઉં હું આ છેલડા—આઘા.

રંગવાળી લક્ષ્મીને આજ સાહેબા તમે-લાવજો.
પ્રીત તમારી હોયજો હું ઉપરે,
ભુલી જાય માનવી, એવી મૂર્તિ આણવી;
જાણે હોય જીવતી એટેલ ને વળી નવી,
મોંઘાં મૂલ આપી લાવો અમારે કાજે સાહેબા-રંગ.

**રૂકિમણી:—** ( ૩૫ )

સખીરે, પ્યારા રસીક મોહન હજીએ કેમ ન આવે ?
ના બચાવે,
શ્યામસુંદર સંદેશો સ્નેહનો હે સખી! હજી ન કેમ કહાવે?—સ.
આતુર આંખથી વ્હાલાની વાટડી જોઈને થાકી ગઈ,
અંતરની આશા ઉડીને અકળાવે-હજી.

( ૩૬ )

**રૂકિમણી—**પ્રાણ પ્યારા પ્રભુજી છો મ્હારા ભરથાર,
નહિ ન્યારા થવા દઉં લગાર હું—પ્રાણ.
**કૃષ્ણ:—**જોઇ પ્યારી મારી, આવિ ભક્તિ તારી;
પ્રિયે ઝુલે મનડું મારૂં આનંદમાં આ વાર-પ્રાણ.
રાણી રાખું હમેશ તુજને સંગાતરે,
**રૂકિમણી:—**કીધી ઉપકારી નાથ મુજને અપારરે;
**કૃષ્ણ:—**ચાલો સ્નેહ ધારી, પ્યારી મારી, ઓ સુજાણ !
**રૂકમણી:—**હર્ષ પામું મનમાંહી અપાર હું—પ્રાણ.

**સદામો—** ( ૩૭ )

વ્હેંચશું ભક્તિનાં ભાઈ નાણાં,
કે અમે સાચી કમાણી કમાણાંરે—વ્હેંચશું.
બાઇડીને ચુડલોને દિકરાને પાઘડી,
દિકરીનાં વાળશું આણાં;
ભક્તિના સઘળા ધાટ ઘડાવશું,
ભક્તિનાં ભરશું ભાણાંરે—વ્હેંચશું.
ધ્રુવ અંબરિષને પ્રલ્હાદ જેવા,
થઈ ગયા રાવરાણા;
રાજપાટ સરખાં તુચ્છ ગણ્યાં જેનાં
ભક્તિએ દિલડાં વીંધાણાંરે—વ્હેંચશું.

# એ કોનો વાંક?

## નાટકના પાત્રોનો પરીચય

---

### પુરૂષ પાત્રો.

કુન્દનલાલ.............એક ધનાઢ્ય શેઠીયો.
મુકુંદ..................એનો પુત્ર
નવનીતલાલ...........પૈસે ટકે ખુવાર થયેલો ગ્રહસ્થ
વૈકુંઠ...................એનો જમાઇ
ઉતમલાલ..............(એક ગૃહસ્થ) ચતુરનો વર
નોતમલાલ..............એનો મોટો ભાઇ
હસમુખ (અસલ નામ શંકર)...બીજા ભાઇનો દીકરો
શંકર....................એક ભટકતો મવાલી
પ્રેમરાય.................એક લુચ્ચો વકીલ
પોપટ....................કુંદનનો ભોગ થઇ પડેલી ચતુર
... ... ...ને કુંવારો થયેલો દીકરો

### સ્ત્રી પાત્રો.

સરલા...................નવનીતલાલની દીકરી
કમળા...................વૈકુંઠની અભણુ અને વહેમી પત્નિ
... ... ...સરલાની સગી બ્હેન
કુમુદ....................વૈકુંઠની બેન પાછળથી મુકુંદની પત્નિ
શાંતા....................કુંદનલાલની કુવારી દીકરી
ચતુર....................ઉતમલાલની સ્ત્રી
જેઠી....................એક ખવાસણુ કુંદનલાલની નોકર
ગુલાબ..................એની દીકરી

એ ઉપરાંત ખલાસીઓ, માસ્તર, વૈદરાજ જોશી, આયા પોસ્ટમેન, તારવાલો, બોય, પોરીયો, પોલીસ વગેરે વગેરે.

॥ ॐ ॥

શ્રી પરમાત્મને નમઃ

# એ કોનો વાંક?

## નાટકનો ટૂંક સાર.

### મંગળાચરણ.

## અંક ૧ લો.

### પ્રવેશ પહેલો.

વિલાયતથી પાછી ફરતી સ્ટીમર પર મધ્ય રાત્રિએ ખંલા સીઓનો સરલા પર નિર્લજ હુમલો, મુકુન્દના હાથે છુટકારો. ભાવિ મિલનના ભણકારની આશામાં પ્રેમી જોડું! મુંબાઇ ન જતાં સંજોગવશ એડન ઉતરવાનો મુકુન્દનો નિશ્ચય, સરલાની નિરાશા, ડેક પર વઇકુંઠનો પ્રવેશ. બાદ મવાલી દલસુખનું આવવું. વાત ચિત બાદ વઇકુંઠનું જવુ, ઉત્તમલાલ અને ચતુરનું આવવું, બાદ આયા અને નાની છોકરી સાથે ચતુરનું સુવા જવું, એકાંત જોઈ દલસુખ ઉત્તમલાલને લુંટી લઇ દરીયામાં ફેંકી દે છે, નજીક આવતો એડનનો કીનારો, ઉત્તમલાલની ચીસોથી સર્વનું ડેક પર દોડી આવવું, કેપટનનો સ્ટીમરને ચાલતી બંધ કરી લાઇફ બોટ ઉતારવાનો હુકમ. ડ્રોપ્લો

### પ્રવેશ બીજો.

પોપટીઓ માસ્તર પાસે બેસી ન શીખતાં એને ઉડાવે છે, માસ્તર કંટાળી ચાલ્યો જાય છે, પોપટ અને ગુલાબની ટીખળ, શાંતાનું આવી ગુલાબને ધમકાવવું, જેકીનું આવવું, પોપટના જન્મ વિષે માર્મિક કટાક્ષ, જવું, જેકી અને ગુલાબનું પોપટના જન્મનું રહસ્ય સમજવા શાંતાના પોપટને પ્રશ્ન! પોપટના સવાલ અને જવાબ, નિર્દોષતા પુર્ણ જણાયાથી એને જાતે કેળવવાનો શાંતાનો નિશ્ચય.

### પ્રવેશ ત્રીજો.

હવે વિધવા થયેલી ચતુર લુચ્ચા પ્રેમરાય વકીલ સાથે ઉત્તમલાલે કરેલા વસીયતનામા સબંધે વાતચિત કરે છે. બનાવટી વારસ ઉભો કરી આપવાનું તરકટ. દલસુખ જેવું અસલ

નામ શંકર છે અને જે ઉત્તમલાલનો સગો ભત્રિજો થાય છે. પણ વર્ષો પુર્વે ન્હાસી ગયાથી અને પતો મળતો ન હોવાથી એનાજ નામધારી અને એનીજ ઉમ્મરના એક શંકર નામના મવાલીને વારસ બનાવવા માટે અને ચતુર પાસે લઇ આવવા પ્રેમરાયનું જવું. બાદ ચતુરનો જેઠ નઉતમલાલ કેટલીક રાંડીરાંડો જોડી તથા હજામ સાથે ચતુરનું માથું બોડાવવા આવે છે, ચતુર તિરસ્કાર કરી ચાલી જાય છે, બાદ વધકુંઠનું ખરખરે આવવું, ત્યાર બાદ ચતુરનો બાપ કાણ લઇને આવે છે, બૈરાઓનું રડવું કુટવું, વધકુંઠનો ઉપદેશ, ત્યાં મવાલી શંકરનો પ્રવેશ, બૈરાઓનું જવું, નઉતમ વધકુંઠને ઠપકો દે છે, બાદ શંકર પોતે ઉત્તમલાલના ખરા વારસ તરીકે જાહેર થઇ નઉતમલાલને ઘર ખાલી કરી જવાનો હુકમ કરે છે, નઉતમલાલ ગુસ્સામાં શંકરને મારવા સિપાને હુકમ કરે છે. પ્રેમરાયની વકીલાતનું મંગળાચરણ અને વિજય. નઉતમ લાલને ઘર છોડી ચાલ્યા જવું પડે છે.

## પ્રવેશ ચોથો.

કરજમાં ભારોભાર ડુબેલો, વિલાયતથી પાછો ફરેલો નવનીતરાય સરલા સાથે કુંદનલાલની યુક્તિથી એને ત્યાં મહેમાન બની રહ્યો છે, નવનીતલાલ કુંદનલાલનો કરજદાર હોવાથી આવી આફત વખતે છુટછાટ મુકવા બાપ દીકરી બંને કુંદનલાલને આગ્રહ પુર્વક વિનંતી કરે છે, કુંદનલાલ પાસો ફેંકી દાવ સાંધે છે, વાતચિત દરમ્યાન સરલાનું હ્રદય મુકન્દ વિષે શંકિત બને છે, કુંદનલાલ છુટછાટના બદલામાં સરલાના હાથની માગણી કરે છે, વેરની ધુનમાં સરલા કબુલ થાય છે, નવનીતલાલનો હ્રદયદ્રાવક શોક. લગ્ન તરતજમાંજ (મુકન્દના આવ્યા પહેલાંજ) કરી નાખવાનો નિશ્ચય, પુત્રીના જીવન કરતાં પણ આબરુને વધારે વહાલી ગણતો નવનીતરાય બધું કબુલે છે, બાદ નવનીતનું જવું, વૃદ્ધ કુંદનલાલનો રસ વિકાસ. સરલાનો તિરસ્કાર, કુંદનલાલનું જવું. બાદ શાંતા અને સરલાનુ સ્નેહ મિલન. શાંતાનું જવું, ચતુરે સાથે કુંદનલાલને આવતો જોઇ સરલાનું છુપાવું, દુષિત પ્રેમીઓના પુર્વ પાપની સ્મૃતિ. પોતાની સાથે પુનર્લગ્ન કરવા ચતુર કુંદન લાલને વિનવે છે, કુંદનલાલનો ઇન્કાર. દ્રષ્ય અસહ્ય લાગવાથી સરલા બેશુધ્ધ થઇ ઢળી પડે છે. બસો

## પ્રવેશ પાંચમો.

અભણ વ્હેમી કમળાનો વટકુંઠ સાથે કંકાસ. બાદ કમળાનું જવું, સરલાનું કમળાને મળવા આવવું, વટકુંઠ સાથેના વાર્તાલાપમાં કમળાનો વ્હેમ દ્રઢ થવો.

## પ્રવેશ છઠો.

શાંતા પોપટને શીખવે છે, સંસ્કારી કુલીન શાંતાના ચલિત મનનું સ્વભાવિક ચિત્ર ખડું થાય છે, બન્નેનું જવું, શંકરનું આવવું, પાછળ નકિતમ પ્રવેશ કરે છે, જોડીનું આવવું, ત્રિપુટીની વિચિત્ર લીલા.

## પ્રવેશ સાતમો,

એડનથી પાછો ફરેલો મુકુન્દ સરલાને મળવાની ધુનમાં ઉત્કટ ઉત્કંઠામાં વિચારમગ્ન બેઠો છે, સરલાનાં કુંદનલાલ સાથે લગ્ન બહારગામ ચુપચુપ એકાંતમાં થઇ જવાથી કોઇ એ વાત જાણતું નથી, અજાણ્યો વટકુંઠ નવનીતલાલ પાસે લગ્ન સબંધે વાત કરવા મુકુન્દને સલાહ આપે છે, નવનીતલાલનું આવવું, સરલાનાં લગ્ન થઇ ગયા વિષે શોક કરે છે, મુકુન્દે જઇ સરલાના હાથની માંગણી કરવી, સર્વ અનર્થનું મુળ મુકુન્દનેજ માની બેઠેલો નવનીતલાલ એનો ભયંકર તિરસ્કાર કરે છે, બહારગામ લગ્ન કરી તત્કાળ પાછો ફરેલો કુંદનલાલ આવે છે, ત્યાં મુકુન્દ આવી પ્રણામ કરે છે, દીકરાને કુંવારો રાખી પોતે પરણી બેઠેલા પિતાનું હ્રદયમંથન! ભગ્ન હ્રદયે મુકુન્દ અને વટકુંઠનું જવું, બાદ નવનીતલાલ અને કુંદનલાલ સસરા અને જમાઇ વચ્ચે લગ્નની પહેલીજ રાતે ભયંકર તકરાર. નવનીતનુ ઘર છોડી ચાલ્યા જવું, બીજી બાજુથી કુંદનલાલનુ જવુ. સરલાના પતિના ગૃહમાં પગલાં ચતાંજ પ્રવેશોદગાર! મુકુન્દ આવે છે. મા થઇ બેઠેલી સરલાથી અજાણ્યો મુકુન્દ એનો પ્રેમ યાચે છે. માર્મિક કટાક્ષો અને વ્યંગથી સરલા એને બનાવે છે, કુંદનલાલનો પ્રવેશ. દ્રશ્ય જોઇ બ્હાવરો બની મુકુન્દને ઠપકો આપે છે, સત્ય વસ્તુસ્થિતિ સમજાતાં મુકુન્દ બેશુદ્ધ થઈ પડે છે, બ્હાવરે કુંદન જોઇ રહે છે, સરલા બન્ને તરફ તીવ્ર દ્રષ્ટિપાત કરતી ભયંકર અટ્ટહાસ્ય કરે છે. ટેબ્લો

# અંક ૨ જો.

## પ્રવેશ પહેલો.

ઘરનો રાહ ઘાટ જોવા પોલીસથી છુપાતો દલસુખ ચતુરના ઘરમાં પ્રવેશ કરી છુપાય છે. શંકર ઘરમાં રાંડોને લાવી જલસો કરે છે. નઉતમનો પ્રવેશ અને ચતુર સાથે તકરાર. શંકર કાકા નઉતમનો ઘાટ ઘડે છે. નઉતમ ફજેત થઇ ચાલ્યો જાય છે.

## પ્રવેશ બીજો.

કમળાના કંકાસથી કંટાળેલો વધકુંઠ સરલાને ફરીયાદ કરે છે. વૃદ્ધ કુંદનલાલ બન્નેના વ્યવહાર પ્રત્યે વ્હેમની દ્રષ્ટિએ જુએ છે. કમળાનું આવવું. બન્નેને એકાંતમાં વાતો કરતા જોઇ વ્હેમાવું. વધકુંઠ અને કમળાનો કંકાસ, સરલાની સરલ સલાહ, કમળાનું ગુસ્સામાં જવું. સરલા અને એનો સ્નેહ બન્ને ગુમાવ્યાથી ભ્રમિત થયેલો મુકુન્દ પ્રવેશ કરેછે. વધકુંઠની સુશ્રુષા અને દિલાસો, મુકુન્દની હાલત જોઇ સરલાનું હૃદય દ્રવે છે. સંજોગનો ભોગ થઇ પડેલ પ્રેમી યુગલનું હૃદયદ્રાવક કલ્પાંત ! બાદ વધકુંઠ અને મુકુન્દનું જવું. વ્હેમાયલા કુંદનનું આવવું. એક આદર્શ પતિ પિતા અને કુટુંબનો નેતા !!!

પતિ પત્ની વચ્ચે વિખવાદ ! ગુસ્સામાં આવેલો કુંદનલાલ સરલાને મારવા ધસે છે, વધકુંઠનો પ્રવેશ અને સમાધાન કરાવવા પ્રયત્ન, કુંદનલાલ વધકુંઠને શીરે આળ મુકી એનું અપમાન કરી કાઢી મુકે છે. ટેબ્લો

## પ્રવેશ ત્રીજો.

જેઠી પાસે દલસુખ પોતાનું દુઃખ રડે છે. બાદ કુંદનલાલને ફસાવી પૈસા કઢાવવાના તરકટમાં લુચ્ચો પ્રેમરાય સામેલ થવા ચતુરને ફરજ પાડે છે. કુંદનનું આવવુ, કુટીલ નીતિનું દિગદર્શન ! કુંવારે અવતરેલા પુત્રના ખબર અંતર વિષે ચતુરનો પ્રશ્ન. ઇશ્વરના જુઠા સોગંદ ખાઇ કુંદન પોતાનું એ વિષે અજ્ઞાન પણું જાહેર કરે છે. બાદ કુંદન કામાતુર બની ચતુરનો હાથ પકડે છે. સોનેરી ટોળીનાં પરાક્રમ ! પ્રેમરાય કુંદન પાસે રૂ. ૭૫૦૦૦) હજારનો ચેક લખાવી લઇ એને જતો કરે છે.

## પ્રવેશ ચોથો.

વંઇકુંઠ અને સરલાનો પ્રવેશ. લગ્નના ઘોંટાળાના રહસ્યનું ખુલ્લું થવું. કોઇને પણ ન પરણવાની હઠ લઇ બેઠેલ મુકન્દને પોતાની બ્હેન કુમુદ આપવા વિષે વઇકુંઠે સરલાને કહેવું. કુમુદનો પ્રવેશ, ભિન્ન ભિન્ન માનવ હૃદયની ભાવનાઓનું દિગદર્શન! અંતમાં સરલા યંત્રવત ઉભેલા મુકન્દ સાથે કુમુદનો હસ્તમેલાપ કરી દે છે. ટેબલો.

## પ્રવેશ પાંચમો.

પોતાની દીકરી ગુલાબ શંકરને આપવા જેઠીની કબુલાત. જુઠા જોષી મ્હારાજનું આગમન! શંકરના પ્રબળ નવીન ગ્રહોની અસરથી જેઠીનું અંજાવુ. અણધારી નઉતમલાલની સ્વારીનુ આવી પહોંચવુ. જેઠી અને નઉતમલાલને એકાંત આપવાના હેતુથી ફરવા જવાને બ્હાને શંકરનુ છુપાઇ જવુ. કુંદનલાલ ફજેત થઇ કાળુ મોઢુ છુપાવવા બહારગામ ન્હાસી ગયો છે. દરમ્યાન કાપડ મારકીટમાં આગ લાગવાથી કુંદનલાલ અનેક પ્રકારની મોટી નુકશાનીમાં ઉતરી ગયો છે. એટલે ન્હાસી ગયો છે અને તેથી પોતાના કુંદનલાલ પાસેથી નીકળતા લ્હેણા રૂપીઆ પચીસ હજાર પણ ડુબી જશે. બીજા લ્હેણદાર વ્યાપારીઓ પણ અધીરા બની ગયા છે. વગેરે વગેરે નઉતમ જેઠી પાસે કથા કહી સંભળાવે છે. બાદ નઉતમને શંકર પ્રેમરાયના પંજામાં સપડાવે છે. પાંચ હજારની હીરાની વીંટી ગુમાવી નઉતમનુ ન્હાસવુ.

## પ્રવેશ છઠો.

શાંતા અને કુમુદ, નણંદ ભોજાઇની મીઠી વાતો. સરલાનો પ્રવેશ. સરલાની સ્થિતિ વિષે કુમુદનુ શોકાતુર થવુ, બળતી આગમાં પડેલા સરલાનુ ઉન્નત હૃદય! સરલા ને કુમુદનુ જવુ. બાદ કુંદનલાલના ટેબલના ખાનામાંથી તફડાવેલ સૃંગાર રસ પોસ્ટ કાર્ડસ અને કોકશાસ્ત્ર લઇ આવી પોપટે શાંતાને દેખાડવાં, વડીલોના છાના કર્તુકોનો ભોગ નિર્દોષ હૃદયો બને છે. શાંતાનુ અધ:પતન! પોપટ વિકાર વશ શાંતાને ઘસડી લઇ જાય છે. પ્રેમઘેલી કુમુદના મુકન્દને આકર્ષવાના મિથ્યા પ્રયત્નો, જવુ બન્નેનુ. બહાર ગામથી કુંદનલાલનુ પાછું આવવું. પોતાની ગેર હાજરીમાં મુકન્દનાં લગ્ન કરી નાંખવા વિષે સરલા અને કુંદનલાલ વચ્ચે

તકરાર. સરલાની સચોટ દલીલો. દરમ્યાન પોપટ અને શાંતા સાથે મુકુન્દનો પ્રવેશ. વડીલોના સ્વચ્છંદી બીનજવાબદાર જીવનથી સળગતા સંસારનુ આબેહુબ ચિત્ર! બાદ બધાનુ જવુ. પ્રેમરાયનો પ્રવેશ અને કુંદનને આશ્વાસન.

## પ્રવેશ સાતમો.

કુંદનલાલ હાલની પોતાની પડતી હાલતમાં એક પેઢીનો રૂપીઆ અઢી લાખનો કરજદાર બન્યો છે. નવનીતલાલ એજ પેઢીનો મુંબાઇની શાખાનો મેનેજર બની નોકરી કરે છે. કુદનલાલની અતિ બારીક થઇ પડેલી સ્થીતિનો રિપોર્ટ પેઢીને મળતાં, કુંદનલાલ પર નીકળતાં બધાય નાણાં એકદમ વસુલ કરવા પેઢીનો તાર નવનીતલાલ પર આવે છે. આજે નવનીતલાલ કુંદનલાલ પાસે કાંઇ પણ રાગ દ્વેષ વિના એ નાણાં વસુલ કરવા આવ્યોછે વઇકુંઠ એને આવું ઘાતકી પગલું ન ભરવા સમજાવે છે. અમીરી ખવાસના નવનીતની સ્વામીનિષ્ટાની પરાકાષ્ટા! નિરાશ હૃદયે વઇકુંઠનુ જવુ, કુંદનનો પ્રવેશ, નવનીતને બેઠેલો જોતાંજ ઉશ્કેરાય છે, બાદ પોતાના આવા બારીક સંજોગોમાં સ્હાય આપવા વિનવે છે. કુંદનને નવનીત પુર્વકાળની સ્મૃતિ કરાવે છે. કુંદન એનું અપમાન કરી જે થાય તે કરી લેવા કહે છે. નવનીતનુ જવું. પ્રેમરાય આવી કુંદનને ભટકાવવો, સરલા અને વઇકુંઠનો પ્રવેશ. વઇકુંઠનું અપમાન, ઉશ્કેરાયલો મુકુન્દ બાપને સખત ઠપકો દઇ ઘર છોડી જવા તૈયાર થાય છે. સરલાનો ઉપદેશ. દરમ્યાન નઉતમ નાણાં વસુલ કરવા આવે છે. ધાંધલ. સરલા પોતાના દાગીનાની પેટીમાંથી ત્રીસ હજારનો નેકલેસ કાઢી નઉતમને આપવા તૈયાર થાય છે. એટલામાં નવનીતે આવી કુંદનલાલના ઘર પર ટાંચ મારવી. માનવ પ્રકૃતિઓનું અદર્શન ખડું થાય છે. નઉતમ હાથ ઘસતો રહી જાય છે. સરલાનુ હૃદય સૌદર્ય, દીગમુઢ બનેલો કુંદન બહાવરા જેવો ઘર તજવા તૈયાર થાય છે. સરલા સાથે જવા પોતાનો નિશ્ચય જાહેર કરે છે. નવનીત, વઇકુંઠ વગેરે સમજાવે છે. છતાં ન માનતાં પતિ સાથેજ જવા હઠાગ્રહી બને છે. પતિ સાથે સરલા હસ્તાં હસ્તાં ઘર છોડી જાય છે. નવનીતનો પારવાર શોક. અંતમાં સહુને ઘર છોડી જવાની ફરજ પડે છે. ટેબ્લો.

# અંક ૩ જો.

## પ્રવેશ પહેલો.

ગુલાબ સાથે પોપટીયાની ટીખલ, જેઠીએ આવી પોપટને મારવા હાથ ઉગામવો. કુંદનને મળવા માગતી ચતુરનું અચાનક આવી ચડવું, જેઠીએ ગુસ્સામાં પોપટ ચતુરનો દીકરો છે એમ જાહેર કરવું, અભાગી માતા અને કુસંસ્કારી દીકરાનું વર્ષો બાદ મિલન ! અજ્ઞાન, પોપટ પોતાના બાપ વિષે ચતુરને પ્રશ્ન કરેછે, એટલામાં કુંદને આવી ચતુરને એ નામ લેતાં અટકાવવી, સરલા છુપી રહી બધું સાંભળે છે, દુઃખી વિધવાનો કુંદનને શ્રાપ. તત્કાળજ સરલા જાહેર થઇ ચતુરને ઘર છોડી જવાનો હુકમ કરે છે, સરલા અને ચતુરનો સંવાદ, આખરે સરલા ચતુરને શાંત કરી પોપટને સોપી એને વિદાય કરે છે. ત્યારબાદ જેઠીને નોકરી પરથી કાઢી મુકે છે. બાદ મુઢ બની ગયેલા કુંદનને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરે છે. કુંદનને પૈસા વિના શાંતિ કશામાં દેખાતીજ નથી. દલસુખને બનાવટી શેઠીયો બનાવી પ્રેમરાય એને કુંદન પાસે દસ લાખ રુપીઆ અપાવવા હાજર કરે છે. બદકીસમતનાં કાળાં વાદળો વચ્ચે ઘેરાયલો કુંદન સરલાના શીયળના બદલામાં એ રકમ લેવા કબુલ થાય છે, બાદ બધાનું જવું. કુમુદ મુકુન્દના ભ્રમિત ચિતને ધીમે ધીમે ઠેકાણે લાવે છે. સરલા વિષેનો મુકુન્દનો મોહ દુર થાય છે. એ પ્રેમી યુગલની વાતચિત દરમ્યાન સરલાનો ગર્વભંગ !

## પ્રવેશ બીજો

ચતુરની મિલકત હવે નઉતમના હાથમાં આવવાથી એની ખુસાલી, પોતાનુ પાપ ન પકડાય માટે જેઠીને એણે પોતાના મુનીમની જગ્યાએ નોકરીએ રાખી છે. અનાથ બનેલી ચતુરની મુસીબતો, બાદ શંકરને હાથે જેઠી અને નઉતમનો રકાસ!

## પ્રવેશ ત્રીજો.

કુંદનલાલને પ્રેમરાયની સોનેરી ટોળીના પંજામાંથી બચાવવા અને એ ટોળીનો ભેદ લેવા નવનીતલાલની સલાહથી વઇકુંઠે ગાર્ડન પાર્ટી કીધી છે. કમળાનો વિરોધ અને કંકાસ, મુકુન્દ અને કુમુદનું આવવું. કુમુદના સદુપદેશે કમલાનો કમળો દુર થવો, બાદ નવનીતલાલ, સરલા, પ્રેમરાય, દલસુખ ઇત્યાદિ પરોણાઓનુ આગમન, નઉતમ સાથે જેઠી પણ મુનીમના વેશમાં આવે છે. જેઠી અને નઉતમની ફજેતી, સોનેરી ટોળીનાં પરાક્રમ.

## પ્રવેશ ચોથો.

પહેલા અંકના પહેલા સીનમાં દરીયામાં પડેલો ચતુરનો વર ઉતમલાલ આજે સાજો તાજો ઘેર પાછો ફરે છે. નઉતમ લાલ તથા જેઠીની અનેક લીલાઓ નીહાળી કંટાળેલો ઉતમલાલ ચતુર પર પડતો ત્રાસ નજરે નીહાળે છે, દરમ્યાન સુખથી રહી શકાય એટલા માટે શંકર અને ગુલાબનાં લગ્ન કરી આપી, દશ હજારની થેલી ચાંદલામાં આપી શંકરને ઘરમાંથી વિદાય થવાનુ કહે છે, વૈદરાજની મોકાણુમાં નઉતમ અને જેઠીનો ભેદ શંકર ખુલો કરી દે છે. ઉતમલાલનો નઉતમને સખત ઠપકો, જેઠી તથા શંકરને પાણીચુ, સંજોગનો ભોગ થયેલી ચતુરનો ફરી સ્વીકાર.

## પ્રવેશ પાંચમો.

સંપુર્ણ ગરીબીનો લ્હાવો લેતી સરલા કુમુદ અને મુકન્દનું મળવા આવવું, મા દીકરાની માયાભરી વાતો. બાદ બધાનુ ઘરમાં જવું, લોકોથી મોઢું છુપાવી રહેતી શાંતા બીજી બાજુથી લાકડાં વીણવા જંગલમા ચાલી જાય છે, શાંતાની શોધમાં સરલા આવે છે, બીજી બાજુથી દલસુખ સાથે પ્રેમરાય પ્રવેશ કરે છે. દશ લાખનો ચેક દેખાડી સરલાનું અપમાન કરે છે, કુંદનલાલે આવી સરલાને ધમકાવવી, નવનીતલાલનું આવવું, કુંદને સર્વ આરોપ સરલાને શીરે ઢોળી દેવા, નવનીતલાલની તપાસમા પાપી ઓનાં પાપ ઉઘાડાં પડે છે, વછકુંઠે પોલીસ સાથે આવી પ્રેમ રાય તથા દલસુખને પકડવા, કુંદનલાલ આ સર્વ બનાવોથી અર્ધ ગાંડા જેવો બની જાય છે. દરમ્યાન પોલીસની નજર ચુકવી નહાસી છુટવા પીસ્તોલ ખુંચવી લઇ પ્રેમરાય ગોળી છોડે છે. લાકડાં વીણી પાછી ફરતી બિચારી શાંતાને ગોળી વાગે છે. શાંતા તત્કાળ મરણુને શરણુ થાય છે. હવે બીલકુલજ પાગલ થઇ ગયેલો કુંદન ઘેલછામાં દોડતો જઇ કુવામાં પડી મરી જાય છે, સરલા પણ કુવામાં પડવા દોડે છે. નવનીત અટ કાવે છે, સરલાને વૈધવ્યાવસ્થામાં જોઇ નવનીતલાલનું કલ્પાંત, મનુષ્ય ધારે છે શું ને પ્રભુ કરે છે શું ?

ૐ

ઇતિ

॥ ૐ ॥

# એ કોનો વાંક?

## નાટકનાં ગાયનો,



### સ્તુતિ

(૧)

બાળાઓ—

અભરણ ભરણ તું
અશરણ શરણ તું
દાતા ત્રાતા વિશ્વ વિધાતા—અભરણ
આધી ઉપાધી વ્યાધી વિદારણ
મારણ તારણ તું જગ કારણ
જગજીવન તું જીવન ધન તું
ભવ ભય સકલ હરણ તું—દાતા

(૨)

સરલા—

આશા અમોને નચાવે, અભાગી આશા અમોને નચાવે
ગરીબાઈ આશા બંન્ને બેનડીઓ હીંચોળે હીંચકાવે
આશા નીરાશાના પાસા જોયા
વેચાયા એક ભાવે,—અભાગી
કુડાં કામો કરવા અમને, આશા અરે લલચાવે
ધન હરવાના જુઠા ધંધા, આશા સહુને કરાવે—અભાગી
હડ હડ થાયે ઘર ઘર ભટકી
તોયે શરમ ન આવે
વેણ અનુભવીનાં એ સાચાં
આશા સહુને સતાવે—અભાગી

(૩)

સરલા-

ચોર ચીતડાનો ભાઇ આ તો કેવો ચકોર
હસ્તે મુખડે ઉભો સામો છે નિર્લજ નઠોર—ચોર

મુકુંદ—દઇ ચુંબનનું દાન ગોરી શાને કરો શોર

સરલા—ઓ મારે કોઇ દાડો અહીં આવ્યો છે ચોર—ચોર
સજ્જન પણ દુર્જન ચોર હશે તે સમજી આજે

મુકુંદ—જાણ્યા પછી કાં નીચું ઢાળો આ મુખડું લાજે

સરલા—વિચારૂં મનમાં બાંધુ શા બંધનમાં
સપડાઇ સંકટમાં હું અબળા કમજોર—ચોર

(૪)

ગુલાબ-

હું નાની ભોળી બાળાને કાં લુચ્ચી કહી ભરમાવે
કાલા કાલા કામણગારઃ બોલ બોલી કાં ફસાવે-હું

પોપટ—હું છું ભ્રમર ભોગી સદા ભટકું ગુલાબ ડાળે

ગુલાબ—ડંખીલા એવાને પરણી કોણ જીવન બાળે—હું

પોપટ—ગુલાબે પણ ડંખીલા કાંટા તે કોણ ભાળે

ગુલાબ—જા.....જા......લુચ્ચા પાજી કાં શરમાવે—હું

(૫)

શાન્તા-

નથી જહાંગીરીમાં ખાન્દાની નથી ફકીરીમાં
ઉંડે ઉંડે ઉતરી ભાળો અંતર અટારીમાં—નથી

સરળ સ્નેહ મર્યાદીત સ્વાંરથ ક્ષમા વૃતિથી પુર હો
દાન દયા ઔદાર્ય સાથે સત્ય નીતિ ભરપુર હો—નથી

અંગે ઉજળો બગલો રૂપાળો
મયુર કળાધર ઠાઠ નીહાળો
કોકીલ મેના શુક પ્રીતે કાં પાળો
મુકો ખાનદાનીનો ત્યાં સરવા......ળો—નથી

(૬)

શંકર—

ક્યાં ચાલ્યા ઓ કાકા નહિ દઉં જાવા
નોતમ—મસાણમાંથી ઉઠી આવ્યો મફત મલીદા ખાવા—ક્યાં
શંકર—સુના આ સંસારમાં મને કોણ દીલાસા દેશે
નોતમ—કાકી તારી ઉભી આંગણે તારાં છાબડ્યાં લેશે
શંકર—કાકા વિયોગે તારા મરીશ હું ઝુરી ઝુરી
નોતમ—કોનસ્ટેબલનો કાન પકડી તારી ભરીશ જુરી
શંકર—ગોળને પાણીએ નાહી ક્રિયા કરજો પુરી
નોતમ—તે દાડે તો દીકરા હોશે ખાશું લાડુ પુરી—ક્યાં

(૭)

નવીનતરાય—

સરદયને સદા પાસ, ફાંસીની આ સંસાર
કરૂણાનો દંભ ડોળ ગળાફાંસુનો વ્યવહાર—સરદય

સાખી

યાચે ગરજુ ભોળા દીન દુઃખી સહાય બની લાચાર
દઈ દીલાસા આશા આપી ભક્ષ કરે નીરધાર
થઇ ઠાવકો બગ ઠગ સરીતા તીર પ્રતિષ્ઠા સ્થાપે
અજા ચર્મ ઓઢી વરૂ દંભે ભરે ઉદર નીત પાપે
વિશ્વાસે રૂપે વહાણ દગાબાજોના દુનીયાં છે
છાતીએ બાંધી પ્હાણ, તરવી આજ દુનીયાં છે—સરદય

(૮)

શાંન્તા–

ચુંબન વીણ તો સ્નેહ ન જામે
(તમે) જુઓ જગતના ખેલ (૨)
ચુંબનને ચટકે ધોવાયો, સ્નેહી મનના મેલ—તમે
સરલા–હારે જ્યારે વદતા વાણી આંખે આંખ હસી લે લ્હાણી
દીલથી દીલ દબાવી કહેતું, કંઇ કંઈ કીસ્સા કહાણી
વસમી વાતો એ મુશ્કેલ, સમજવી નથી અન્યને સ્હેલ–તમે
શાંન્તા—પશુ પક્ષીઓ જુઓ બીચારાં
વાણી વીણુ વીચરે દુખીયારાં
સ્નેહ ઉમળકો મૌન વૃતિએ શમાવે ચુંબન દ્વારા
નીર્મળ સ્નેહ તણી એ વેલ
પોશવી ચુંબનથી કરી મ્હેલ—ચુંબન

(૯)

ગુલાબ–

સાજનીયારે તારા દરશનીયાં વીણુ હું તો ઘેલી
તનડામાં તાન તારા મનડામાં માન
કેમ રેલાય રંગ રસ હેલી, રે—તારા
લાગે રૂપાળો કેવો રાણી જાયો
નેડલો લગાડી કાં રસીયા રીસાયો
પાલવડે વાયુ ઢાળું કાં મુંઝાયો
મંત્ર મીઠડા સુણાવ માન મેલી રે—સાજનીયા

(૧૦)

સરલા–

વિષમ ભવજલ વિષે આ દેહ નાવલડુ તણાય છે
ડુબે ડાહ્યા બહુ જ્ઞાની ત્યાં પાગલ પાર પામે છે—વિષ

જીવન સંગ્રામ આ સંસાર જ્યાં છે સ્વાર્થના પોકાર
બહુ બળીયા જતા તળીએ, સુખે પાગલ વીરામે છે—વિષ
પ્રણય ને સ્વાર્થના પત્થર, ઉરે બાંધી ડુબે દુનીયાં
એ બેપરવાહી પાગલને કીનારો આંખ સામે છે—વિષ

(૧૧)

સરલા—

શેર

વસ્લકી રાત તો રાહતસે બસર હોને દો
શામહીસે એ યસકી કે સહર હોને દો
છેડતે કયું હો જુવાનીમે હસીનો કો અમીર
રાતહી ભરકા યેહ જોબન હય સહર હોને દો

ગાયન.

નાલએ બુલબુલસે દિલયે ચોટ આયસી લગ ગઇ
રોતે રોતે બાંગ બાંકો આજ હિચકી લગ ગઇ—નાલએ
દરદે દિલને ઉઠકે પહેલું વહી ચોંકા દિયા
આંખ બદલી અય અમીર ઉસને મય બિસ્મલ હો ગયા
રાત ભરમે જબ આંખ મેરી લગ ગઇ
વ્હાં નિગાહ તિરછી હુઇ યહાં દિલપે બરછી લગ ગઇ-નાલએ

(૧૨)

સરલા—

ચમકી ચપળા સમ ચાલી ગઇ
ઘડી સુખની એ જીવન બાળી ગઇ—ચમકી
સ્નેહ સંબંધ છે સ્વાર્થની બાજી
મુરખ મન મલકે બની રાજી
અંતે ઠગાયે ફસાયે મુઝાયે
(એ) ભરમનું ભાન કરાવી ગઇ—ચમકી

(૧૩)

ચતુર–

ખાન્દાની નથી તુજ ખમીરમાં
ભલે ગણતી થાતી હો અમીરમાં—ખાન્દાની
સ્વાંગ શાહુકારીના કર્મો છે કાળાં
છુરી બગલમાં કરમાં છે માળા
પડ્યું સોમલ સુધાસમ ખીરમાં—ખાન્દાની
દુરથી દેખાતા ડુંગર રુપાળા
હૈયા હેઠળ હાય પત્થર કાળા
ન હોય સંભવ કુન્દનનો કથીરમાં—ખાન્દાની

(૧૪)

કુમુદ–

પપૈયા પીયુ બોલ બોલ પીયા અબોલને બોલાવ
વર્ષી રહી સ્નેહ સુધા રહ્ય પ્યાલી ખાલી સાવ—પપૈય
શાન્તા—વર લાવી, વર લાવી ઓ ભાભી
કુમુદ—(ક્યાં છે) ઓમારે કેવી ખીવરાવી—પપૈયા
શાન્તા—વર નહિ પણ વરદાન લાવી
આજ અબોલા છુટશે ભાભી
કુમુદ—(હાશ) જગમાં સહુ ભાભીને, મળજો નણદલ આવી
શાન્તા—અંગે અંગમાં રંગ અનંગ ઉર્મી કેવી આવી–પપૈયા

(૧૫)

કુમુદ–

ડગ મેલો ને રે વિચારી

કાંટા વેરાયા વાટે ઘાટે
(છે) ડગલે ડગલે હાણુ
સુમન સુરંગી ભાળી ચુંટે નીવડશે અંગાર
હેમ પાત્રમાં અમૃત માની હોઠે ન ધરશો લગાર
મૃગજળ પાછળ દોડી તૃષાતુર
ગાફીલ ખોયે જાન—ડગ

(૧૬)

સાખી

## નવનીતરાય

ચારીત્ર હીણુ ક્ષણુ ભર જગે, દંભ ડોળે પંકાય
પણુ હીરલા વીરલાની કીમત ભીતી વીના અંકાય
પ્રતિષ્ટા પોશાય પોકળ દુનીયા પોલાણે
અજ્ઞાની જ્યાં અંજાય ભરમ ભેદુઓ તે જાણે—પ્રીત
ગુલાબી સુંદર પાંખડી હેઠળ કાતિલ શુળ છુપાયા
મુળ સુકોમળ કમળ તણાં તો કાદવ માંહી દટાયાં—ભરમ
હજમ કરી નૌકા નીત સાગર રત્નાકર કહેવાયા
વિષધર કાળા નાગ સુંવાળા મણીધર નાગ ધરાયા—ભરમ

(૧૭)

## ગુલાબ—

ગુલાબ—નહિ બોલું (૩) તું જા
પોપટ—તું રીસાતાં મારી તો ઉડી ગઇ મજા—નહિ
ગુલાબ—પરિક્ષા પ્રેમનીમાં પોપટજી બીલકુલ નાપાસ છે
પોપટ—એવડા અનુભવનો નાપાસ લાભ ખાસ છે.
ગુલાબ—હજીયે તું થઇ નફ્ફટ કાં કાલો ઘેલો થાય છે

(૨૨)

ચતુર–

ક્યાં જઇ કહે વાતો દીલની વીધવા
દુઃખ દાવાનળ સળગ્યો ચોગમ
અશ્રુ સીંચને કેમ એ ઓલવાય—ક્યાં

નાથ અનાથ બનાવી ચાલ્યા
અબળા શીરે દુઃખડાં વર્ષાવ્યાં

સ્વજન વેરી થઇ હસી રહ્યાં
થયું દુર્લભ રહવું જગ માંય—ક્યાં

(૨૩)

શંકર–

કરી સર્વ નાશ અંતે નીરાશ થઇ આ
સબમરીન ક્યાં ચાલી—કરી

નૌતમ જેવી ડેડનોટની સ્હાય લઇ ફુલી ફાલી
અંતે ઘાયલ થઇ સૂકી ગોદીમાં ચાલી—કરી

હોંસે હોંસે સુખી કુટુંબોને પાયમાલ તેં કીધાં
ટોરપીડો છોડીને છાના પ્રાણ કંઇકના લીધા

જેઠી—એ તો છે મારો ધંધો એમાં તું શું સમજે બંધો

શંકર—તારા ગેબી ગોળાથી ટક્કર જીલે આ બંદો

જેઠી—ફાંકડા મૂરખથી દુનીયાં નથી ખાલી
એક નહીં તો બીજાને સપડાવવા હું આ ચાલી—કરી

(૨૪)

સરલા—

ગરીબીને ન હીણો રે, ગરીબી છે પ્રભુ પ્યારી
રહે ખુશ હાલમાં નીત્યે, ગરીબીની ખુબી ન્યારી—

નથી મહેલાતની મસ્તી નથી ઠકરાતની સૂરતી
સદા દંભ ઢોળ વીણુ ફરતી, ગરીબીની સદાચારી—

માન મદ મોહ ને મત્સર, વસ્યાં શ્રીમંતને અંતર
રચ્યા ત્યાં પાપના ડુંગર, જીવન બાજી જતા હારી—





# રૉયલ નાટક મંડળી.

શ્રી

# "એમાં શું?"

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શેઠ મોહાશંકર વેણીશંકર
માલીક-રૉયલ નાટક મંડળી, મુંબઇ.

લેખક:—

જામન.

ડાયરેકટર:—

મી० સોહરાબજી મેહરવાનજી કાત્રક.

આવૃતિ ૨ જી. .... સને ૧૯૨૩.



કિંમત ચાર આના.

ટેલીફોન નં० ૩૭૩૮.          ટેલીગ્રાફીક એડરેસ "TEBLEFAN"



વીજળી ના કટગલાસના ઝુમરો, અને ફેન્સી એકેટ્રો તથા
જાણીતા મેરેલી મેકરના શીલીંગ અને ટેબલના
પંખાનો મોટો સ્ટોક આવી પહોંચ્યો છે.

ઇલેકટ્રીકને લગતો દરેક જાતનો સામાન અને

## પ્રખ્યાત ફીલીપ્સ લેમ્પ

મોટા જથ્થામાં કીફાયતથી મળશે
આવો અને ખાત્રી કરો.

# અકબરઅલી તાજભાઈ,

૧૬૯-૭૧ ખોખા બજાર,
મુંબઈ.

ૐ

શ્રી પરમાત્મને નમઃ

શ્રી

# "એમાં શું ?"

## નાટકના મુખ્ય પાત્રો.

### પુરૂષ પાત્રો.

વિમળચન્દ્ર.........એક ધનાઢ્ય જાગીરદાર.
સુરેન્દ્ર.............સોલીસીટર; વિમળનો નાનો ભાઈ.
વિનોદ...............વિમળચંદ્રનો પુત્ર.
બલભદ્ર [નાદિર]...પૈસે ટકે ખુવાર થયલો એક ગૃહસ્થ.
માધવ................એક લેખક. ઉર્મિલાનો પ્રિયતમ પાછળથી પતિ.
જગતવંદન...........સુરેન્દ્રનો સાળો. "પ્રેમબંધન" પત્રનો માલીક.
નંદન ...............એક મવાલી. પ્રેમબંધન પત્રનો અધિપતિ.
જયરામ..............મજકુર પ્રેસનો પ્રીન્ટર. ઉર્મિલા તથા પ્રમિલાનો મામો.
વિઠ્ઠલજી............એક સમાજ સેવક.
વનમાલી............પ્રમિલા તથા ઉર્મિલાનો પિતા.

### સ્ત્રી પાત્રો.

સુભદ્રા..............સુરેન્દ્રની સુશીલ સ્ત્રી.
પ્રમિલા.............બળભદ્રની ઉચ્છૃંખલ વિલાસી પત્ની.
ઉર્મિલા..............પ્રમિલાની બહેન. પાછળથી માધવની પત્ની.
જમના...............જગતવંદનની, ભણેલી અપ-ટુ-ડેટ સ્ત્રી-મ્યુનીસીપલ મેમ્બર.
તનમન...............જગતવંદનની પુત્રી.
ચંદા.................એક વેશ્યા ગાનારી.

તે ઉપરાંત–પોલીસ ઇન્સ્પેક્ટર, સિપાઇઓ, નોકરો, દાસીઓ, મ્યુનિસિપાલ વૉટરો વગેરે,

ૐ

શ્રી

# "એમાં શું ?"

## નાટકનો ટુંક સાર.

"એમાં શું ?" એ ત્રણ અક્ષરો હરકોઈ સમાજમાં દરેક કુટુંબમાં તેમજ દરેક વ્યક્તિને મુખે સ્વભાવિક રીતે બોલતા આપણે અનુભવીયે છીએ. ક્રોધ, તિરસ્કાર વિકાર, દ્વેષ યા લાલચને અંગે ઇચ્છિત કાર્ય કરી લેવા, લોકો હરકોઇ પ્રસંગે ભાવિ ઘટનાની મહત્તા યા ભયંકરતાનો ખ્યાલ ન કરતાં, શરૂઆતમાં "એમાં શું ?" વદતાં, તે પ્રત્યે દુર્લક્ષ કરી હસે છે. પણ જ્યારે એવા સમય સંજોગ કે સાધનો બીજ રૂપે વધી જ્યારે વૃક્ષ બને છે, ત્યારે કેટલો અધઃપાત કેટલો અનાચાર, કેટલી છિન્નભિન્નતા પ્રસરતાં, સર્વ નાશ થઇ જાય છે, તે દર્શાવવાનો અલ્પપ્રયાસ આ નાટકમાં કરેલો છે. અસ્તુ.

મંગળાચરણ.

ઇશ્વર સ્તુતિ.

## દૃશ્ય પહેલું.

સ્થળ—વનમાળીનું મકાન.

ગર્ભશ્રીમંત બળભદ્ર સાથે પ્રમિલાનું વેવિશાળ થયેલું; પણ નાટકની શરૂઆતના સમયે, ગરીબ સ્થિતિમાં આવી પડેલા બળભદ્ર સાથે લગ્ન થઇ ગયા બાદ, પ્રમિલા તથા ઉર્મિલાનો હાસ્ય વિનોદ. પ્રમિલાને સુંદર વર પણ નિર્ધન ઘર મળતાં શોક ઉર્મિલાનું આશ્વાસન. ઉર્મિલાનું જવું. બળભદ્રનું આવવું. શૃંગાર ચેષ્ટા. એટલામાં અનેક કાળાં ધોળાં કરી શ્રીમંત થયેલા વનમાળીનું ગભરાટમાં દોડી આવવું. પોલીસ ઇન્સ્પેકટર તથા સિપાઇઓનું પકડવા આવવું. બાપને બચાવવા, ઉર્મિલાએ પોતાના દાગીના ઉતારી આપી, તેમ કરવા પ્રમિલાને કહેવું. પ્રમિલાએ તેમ ન કરતાં મૌન ધરી ઉભા રહેવું. સર્વ માલ મીલકત જપ્ત કરી પોલીસ વનમાળીને પકડી લઇ જાય છે.

## દૃશ્ય બીજું.

### સ્થળ—જગતવંદનનું ઘર.

રસોઇઆ નાસી જવાથી જગતવંદનની વિટંબણા. જમનાને તથા તનમનને રસોઇ કરવા ફરમાવવું. બન્નેની નાખુશી નંદનનું આવવું. અધિપતિની જગ્યા પર નંદનની નીમણુંક. નંદન પર જમના તથા તનમનનું મોહિત થવું. જગતવંદનનો હાય અફસોસ.

## દૃશ્ય ત્રીજું.

### સ્થળ—વિનોદનો લાયબ્રેરી રૂમ.

સરકારે જપ્ત કરેલી મીલકત પાછી મેળવવા સુરેન્દ્રની સલાહ લેવા પ્રમિલાનું આવવું. વાતચિત દરમ્યાન વિનોદનું પ્રમિલા પર મોહિત થવું. સંકટમાં સપડાયલી પ્રમિલાને સુભદ્રાનું આશ્વાસન. "કારપોરેશન" માં ચુંટાવવા જગતવંદને પોતાને માટે 'વૉટ' મેળવવા સુરેન્દ્ર સાથે લડતાં દાખલ થવું. વૉટ આપવા સુરેન્દ્રની ચોકખી ના. સુરેન્દ્ર પર દાઝતો જગતવંદન વેર વાળવાની ધમકી આપતો ચાલ્યો જાય છે. પોતાની મીલકત સંબધી પ્રમિલા અને સુરેન્દ્ર વચ્ચે વાતચિત, પ્રમિલાની સંપૂર્ણ નિરાશા. ગરીબીના ખ્યાલથી ડરતી, કંપતી, પ્રમિલા બેશુદ્ધ થાય છે.

ટેબ્લો.

## દૃશ્ય ચોથું.

### સ્થળ—ચંદાનું મકાન.

હોળીના ઉત્સવ નિમિત્તે ચંદાને ગાવાનું આમંત્રણ દેવા નંદન સાથે વિનોદનું આવવું ચંદાનો સ્નેહી વિદૂષકે છુપી રીતે આવી ચેષ્ટા જોવી. ગાનતાન દરમ્યાન વિનોદનું વિકારવશ થવું. વિદૂષક ચંદાને ધિક્કાર દઇ વિનોદને પોતાની સાથે તેડી લઇ જાય છે. ગરીબ સ્થિતિમાં આવી પડેલી પ્રમિલા હવે ચંદાના ઘરની સામેની એક ચાલીમાં બળભદ્ર સાથે આવી રહેલી છે. તેના પર મોહિત થયલો નંદન એને પોતાની ગોદમાં લાવી દેવા ચંદાને ઉસ્કેરે છે. ચંદા કબુલ થાય છે.

## દૃશ્ય પાંચમું.

### સ્થળ—પ્રમિલાનો ઓરડો.

ઉડાઉ ખરચ રાખવા માટે ઉર્મિલાનો પ્રમિલાને ઠપકો. પ્રમિલા પોતાની ભૂલ ન સમજતાં ઉર્મિલાને સામો ઠપકો દે છે. ઉર્મિલાનું રિસાઇ જયરામ મામાને ત્યાં જવું. બબ્બે દિવસની અપવાસી પ્રમિલાને ચંદા દિલાસો દેવા આવે છે. મીઠા શબ્દોની મોહજાળમાં સઇ મીઠાઇ તથા બે ગિની આપી ચંદાનું જવું. પતિનું અન્ન ન ખાવા પ્રતિ પ્રમિલાનું આત્માભિમાન. ભૂખના દુઃખનો વિજય. પ્રમિલાનું બુદ્ધિભ્રષ્ટ થવું બલભદ્રનું આવવું ભુખ્યા બળભદ્રને મીઠાઇ ખાવા આપવી. બેબાકળી પ્રમિલા તથા બળભદ્ર વચ્ચે બોલાચાલી, દરમ્યાન, ચંદા એની બેનપણી છે એમ જાહેર થવું. પ્રમિલા પતિનો તિરસ્કાર કરે છે. ઉશ્કેરાઇ અર્ધ ગાંડા જેવો થઇ ગયલો બળભદ્ર ઘર છોડી ચાલ્યો જાય છે. સુભદ્રાની સલાહ લેવા જવા પ્રમિલાનો ઠરાવ.

## દૃશ્ય છઠું.

### સ્થળ—વિમળચંદ્રનું દિવાન ખાનું.

જલસા નિમિત્ત પૂર ઠાઠમાઠમાં સજ્જ થયલા વિનોદને સુભદ્રા તથા સુરેન્દ્રનો ઠપકો. સુભદ્રાની સલાહ લેવા પ્રમિલાનું આવવું. વિનોદ ફરી પાછો મોહવશ; પ્રમિલાને પાછી ઘેર જવા ન દેતાં જલસો જોવા રોકી રાખવી. બાદ ચંદા નાયકાનું તથા આમંત્રેલા અન્ય ગૃહસ્થોનું આવવું. વિનોદ સર્વેને સત્કારપૂર્વક બેસાડે છે. નાચરંગ દરમ્યાન વિઠ્ઠલજી આવી સુરેન્દ્ર પાસથી વનિતા આશ્રમના ફંડમાં પાંચસો રૂપીયા ભરાવે છે. સુરેન્દ્ર અને વિમલચંદ્ર વચ્ચ એ બાબત તકરાર. વિઠ્ઠલજીનું જવું. ફરી નાચરંગ દરમ્યાન પ્રમિલાને શોધવ બળભદ્રનું ધસી આવવું. રંગમાં ભંગ. બળભદ્ર પ્રમિલાને ઘસડી ઘેર લઇ જાય છે.

ટેબ્લો.

અંક ૧લો સમાપ્ત

# અંક ૨ જો.

## દૃશ્ય પહેલું.

સ્થળ—રસ્તો.

એક પાસ ચંદાનું ને બીજી બાજુ પ્રમિલાનું મકાન.

પ્રમિલાને ઓરડીમાં પૂરી રાખી બળભદ્ર ચાલ્યો ગયો હોવાથી, પ્રમિલાનું બારી વાટે બહાર આવવું. ચંદાના ઘર નીચે નંદન તથા જગતચંદનની ચંદા પ્રતિ મૂર્ખ ચેષ્ટાઓ જોતાં પ્રમિલાનો પુરૂષ જાતિ પ્રતિ તિરસ્કાર. પતિના આશ્રયવિના સ્ત્રીઓ શા માટે સ્વતંત્ર રહીપ્રન શકે ? એમાં શું ? એવા મૂર્ખ ખ્યાલો કરતી પ્રમિલાને વિનોદ આવી ઉત્તેજીત કરી ચાલ્યો જાય છે ચંદાને પ્રમિલાની ચલતચિત્ત આશ્વાસનના બહાના હેઠળ ચંદા પ્રમિલાને પોતાને ઘેર લઈ જઈ માળ પરની ગેલેરીમાં સાતો બેસાડે છે. બળભદ્રનું આવવું. પ્રમિલાને વેશ્યાના ઘરમાં બેઠેલી જોઇ ઉશ્કેરાઇ જવું. નફટ પ્રમિલાના નફટ જવાબ સંસારથી કંટાળેલો બળભદ્ર શાંતિ શોધવા સન્યાસી થાય છે.

ટેબ્લો.

## દૃશ્ય બીજું.

સ્થળ—સુરેન્દ્રનું ઘર.

પ્રમિલાની શોધ કરી સૌની સંમતિ લઈ વિનોદે તેને ઘરમાં લાવી રાખી છે. જગતચંદને સુરેન્દ્ર પર વેર લેવા એ વિગત પોતાના "પ્રેમબંધન" પત્રમાં જુગાજ સ્વરૂપમાં છાપી મારી છે. પોતાના કુટુમ્બની નિન્દા ઘર ઘર થશે એવા ભયથી ક્રોધે ભરાયલો વિમળચંદ્ર પ્રમિલાને ઘર બહાર કાઢી મુકવા સુરેન્દ્રને ફરમાવે છે. સુરેન્દ્રનું ધર્મ સંકટ. પ્રમિલા પોતેજ ચાલી જવા તૈયાર થાય છે. તીક્ષ્ણ

કટાક્ષોથી વિમલચંદ્ર પ્રમિલાનું ભયંકર અપમાન કરે છે. જગતને પોતાના ચરણમાં નમાવવાનો દૃઢ સંકલ્પ કરી, પ્રમિલા સુરેન્દ્રનું ઘર તજી ચંદાને ત્યાં રહેવા ચાલી જાય છે.

## દૃશ્ય ત્રીજું.

સ્થળ—રસ્તો.

પ્રમિલા માટે કંઇ પ્રબંધ કરવા, સુરેન્દ્રને સમજાવા વિઠ્ઠલજીનું જવું માધવ સાથે ઉર્મિલાનું સ્નેહમિલન. સન્યાસી થયલા બળભદ્રનું આવવું. માધવ તથા ઉર્મિલાની વાતચિત દરમ્યાન અચખુપ ગુજરી ગયલા એક સમાનો વારસો પોતાને મળશે એમ સાંભળતાં વિનોદ અને પ્રમિલાપર વેર લેવા નિશ્ચય કરી વારસો મેળવવા બળભદ્ર ભગવાં દૂર કરી ચાલ્યો જાય છે.

## દૃશ્ય ચોથું.

સ્થળ—પ્રમિલાનું ભવ્ય દિવાનખાનું.

બળભદ્ર વારસો મેળવી વેર લેવા નાદિરને છૂપે નામે પ્રમિલા પાસે આવતો જતો રહે છે. એનીજ સહાયથી એક સ્વતંત્ર મકાન લઇ, ચંદાને હાથે તાલીમ લઇ પ્રમિલાએ ગાનારીનો ધંધો શરૂ કર્યો છે. પ્રમિલાને એ ધંધાથી હાથ ઉઠાવવા, સમજાવવા સુરેન્દ્ર આવે છે. વિનોદ અને બળભદ્ર પ્રમિલાનું ગાણું સાંભળે છે, એટલામાં વિનોદને, ત્યાં બેઠેલો જોતાં સુરેન્દ્રનો ક્રોધ. વિઠ્ઠલજી સાથે તેને ઘેર મોકલી દેવો. સુરેન્દ્રની શિખામણ. પત્થર પર પાણી. વિમળચંદ્રનું આવવું. પ્રમિલા કોઇનું ન સાંભળતાં બન્નેનો તિરસ્કાર કરી ચાલ્યા જવાનું કરે છે.

## દૃશ્ય પાંચમું.

સ્થળ—માધવનું મકાન

ઉર્મિલાનું વેવિશાળ વિનોદ સાથે થઇ ગયું સાંભળી શોકાતુર થયેલા માધવ પાસે ઉર્મિલાનું આવવું. પ્રેમી યુગલનું આક્રન્દ. ઉર્મિલાની સૂચનાથી સુરેન્દ્રને સમજાવવા બન્નેનું જવું

## દૃશ્ય છઠ્ઠું.

સ્થળ—બગીચો.

સુભદ્રાની બંગડીઓ ગોરી વિનોદે પ્રમિલાને મોકલાવી હતી. એ બંગડીઓ સુભદ્રાનીજ છે એવી ખાતરી થતાં એ પાછી આપવા પ્રમિલાએ સુભદ્રાને બગીચામાં મળવા આવવા બોલાવી છે. સુભદ્રા પ્રમિલાની વાટ જોતી એક બાંક પર બેઠી છે. દરમ્યાન જમના અને નંદનનું આવવું. નણંદ ને ભોજાઇનો પતિ સેવા સંબંધી વાદવિવાદ. જમનાએ છેડાઇ નંદન સાથે દૂર જઇ બેસવું. બાદ પ્રમિલા સુભદ્રાને એક ચિઠ્ઠી સાથે બંગડીઓ મોકલાવે છે. જગતચંદનનું ફરતાં ફરતાં આવવું. ફક્કડ ફોકડાઓની ફજેતી.

## દૃશ્ય સાતમું.

સ્થળ—સુરેન્દ્રનું દિવાનખાનું.

સુભદ્રાએ પ્રમિલાનો વિચાર છોડી ઉર્મિલા સાથે લગ્ન કરવા વિનોદને સમજાવવો. વિનોદની અવગણના. દરમ્યાન બંગડીઓ ચોરવા માટે સુભદ્રાએ વિનોદને ઠપકો દેવો. એટલામાં સુરેન્દ્રે આવી ચોરી અને વ્યભિચાર માટે વિનોદને ધમકાવવો. વિમળચંદ્ર આવી વિનોદનો પક્ષ કરી સુરેન્દ્ર પર ક્રોધ કરે છે. જુવાનીમાં કોણ જખ નથી મારતું ? એમાં શું ? એમ કહી વિનોદ સાથે ચાલ્યા જવું. વિનોદના આચરણ માટે સુરેન્દ્ર તથા સુભદ્રાનો શોક. ઉર્મિલા અને માધવનું આવવું. વાદવિવાદ દરમ્યાન વિમળચંદ્ર આવી બન્નેનું અપમાન કરે છે. સુરેન્દ્ર અને વિમળચંદ્ર વચ્ચે તકરાર. ગુસ્સામાં વિમળચંદ્ર સુરેન્દ્રને ઘર છોડી ચાલ્યા જવાનું કહે છે. ટેબ્લો.

અંક બીજો સમાપ્ત.

# અંક ત્રીજો.

## દૃશ્ય પહેલું.

### સ્થળ—પ્રમિલાનું દિવાનખાનું.

ગાયન બાદ મંડળીનું વિખેરાવું. ઉર્મિલાને વિનોદ સાથે પરણતી અટકાવવા બલભદ્ર નાદિર) પ્રમિલાને તથા વિનોદને પુનર્લગ્ન કરવા ઉસ્કેરે છે. પ્રમિલાની આનાકાની. એટલામાં ઉર્મિલાએ આવી વિનોદ સાથે પોતાના લગ્ન થતા અટકાવવા પ્રમિલાને વિનવવી. બહેન ખાતર ભોગ દેતા પ્રમિલાની ખુશી. પુનર્લગ્ન કરવા સ્વીકાર. જયરામે આવી ઉર્મિલાને બળાત્કારે લઇ જવી. ટેબ્લો.

## દૃશ્ય બીજું.

### સ્થળ—જગતચંદનનું મકાન.

નંદન તનમનને પોતાની સાથે લગ્ન કરવા ઉસ્કેરે છે. તનમન કબૂલે છે. જગતચંદનની નાખુશી, નંદનનો, "આર્ટ" બતાવી તનમનને પરણી જવાનો નિશ્ચય. જમના પાસે વિમળચંદ્ર. વિઠ્ઠલજી તથા મ્યુનિસિપાલ વૉટર ઘેલાભાઇનું આવવું. ખરબચડા રસ્તા, ગંદકી અને પાણી ન મળવાની ફરીઆદ કરવી. જમનાનો ગભરાટ. આખરે વિઠ્ઠલજીની સૂચનાથી પ્રથમ પતિ સેવા અને પછી લોક સેવા કરવાનો મંત્ર સ્વીકારે છે. નંદનનો "આર્ટ" તનમનને પરણી જવું.

## દૃશ્ય ત્રીજું.

### સ્થળ—લગ્ન મંડપ.

બળજોરીથી વિનોદ સાથે ઉર્મિલાનું લગ્ન કરી નાખવા વિમળચંદ્ર અને જયરામનો ધાધલ સુરેન્દ્રે આવી લગ્ન પ્રતિ વિરોધ કરવો વિમલચંદ્ર અને સુરેન્દ્ર વચ્ચે તકરાર એટલામાં બહેનને બચાવી લેવા પ્રમિલાનું આવી ચઢવું. પ્રમિલાનો તિરસ્કાર બળભદ્ર (નાદિર)ના સૂચવ્યાથી માધવે આવી પ્રમિલા અને વિનોદ વચ્ચે થએલા પુર્નલગ્ન સર્ટીફીકેટ રજુ કરવું. વિમળચંદ્ર નાસીપાસ થાય છે પ્રમિલા વિનોદને સાથે માધવ અને ઉર્મિલાનો હસ્તમેળાપ કરાવે છે. વિમળચંદ્ર વિનોદને ગુસ્સામાં લાત મારી કાઢી મુકે છે.

ટેબ્લો.

## દૃશ્ય ચોથું.

### સ્થળ—સુરેન્દ્રનું મકાન.

ઉર્મિલા તથા માધવના લગ્ન બાદ, સુરેન્દ્રે એમને પોતાનાજ આશ્રય હેઠળ લાવી રાખ્યા છે તે સંબંધે વાતચિત. એટલામાં વિમળચંદ્ર વિનોદના અત્યાચાર માટે બૂમો પાડતો આવે છે. સુરેન્દ્ર એનું સાન્ત્વન કરે છે. બળભદ્ર ( નાદિર ) ને ત્યાં જઇ વિનોદનો ફેંસલો કરવાનો નિશ્ચય. બાદ, માધવ અને ઉર્મિલાનો પ્રેમવિનોદ.

## દૃશ્ય પાંચમું.

### સ્થળ—નાદિરનો ભવ્ય મહેલ.

ગાનતાનમાં ગુલતાન બની બેઠેલા વિનોદને વિમળચંદ્રનો ઠપકો ગુસ્સામાં વિનોદ બાપને લાત મારી પછાડે છે. સુરેન્દ્રે આવી વિનોદને સમાધાની પર આવવા સુચવવું. સુરેન્દ્રનું અપમાન. પોલીસને બોલાવીને વિનોદનો ગભરાટ. ચોરેલી મીલકત પાછી સોંપવાને તથા પ્રમિલાની સોબત તજી ઘેર પાછા ફરવાને સુરેન્દ્રનો હુકમ. વિનોદે વિચાર કરવા વખત માંગવો. પ્રમિલા સિવાય બધાનું જવું. બળભદ્રનું છૂપાવું. આખરે વિનોદ પ્રમિલાને તજી જવા તૈયાર થાય છે. બળભદ્રે આવી તેને રોકવો. બળભદ્રની બાજી. પ્રમિલા તથા વિનોદનો ગભરાટ. બળભદ્રે વિનોદને ઝેર પીવા ઉશ્કેરવો. પ્રમિલા શંકાશીલ થતાં, તેમ કરતાં વિનોદને અટકાવે છે. બળભદ્રનું મૂળ સ્વરૂપે જાહેર થવું. ગભરાટમાં વિનોદ ઝેર પી જાય છે. 'પુનર્લગ્ન થતાં સુધી પ્રમિલા પવિત્ર હતી' એવો વિનોદનો ખુલાસો. બળભદ્રનો પશ્ચાત્તાપ. વિનોદ મરી જાય છે. દુઃખથી ઘેરાયલી પ્રમિલા ગાંડી થઇ જાય છે. દરમ્યાન સુરેન્દ્ર, માધવ અને ઉર્મિલાનું આવવું બળભદ્ર પોતાની મીલકતની વારસ ઉર્મિલાને ઠરાવી, ટ્રસ્ટી તરીકે સુરેન્દ્ર અને માધવને નીમે છે. બાદ બળભદ્ર આત્માઘાત કરી મરે છે. ટેબ્લો.

ઇતિશ્રીઃ

કૃષ્ણાર્પણમસ્તુ.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

૩

પ્રમિલા—છે સમજ સમય બલવાન,

ફેરવે ફેશનનું એ સુકાન;—છે.

કસ કસતી કંચુકીની તો પ્રમદા એ કરી લુસ બાંય,
પારસી જેવાં પોલકા ત્યાં તો આવ્યાં ફેશન માંય;
ટકાઉ રેશમી સાડી સુંદર બોયકોટ થઇ ત્યાંય,
સીફોનને એ સ્થાન મળ્યું, જેથી સર્વાંગ દેખાય;
અખંડ કેશ કલાપ ચિન્હ સૌભાગ્ય વતિનું ગણાય;
આજે બાલ કપાળ ઉપરના સેલુનમાંહી કપાય;
પવન તેની પૂંઠે નહિ કંઈ હાણ—ફેરવે

૪

તનમન—સુંદર સાહેબારે, મને શાને લીધી તારી બાથમાં?
નંદન—રોકયું હૈયું રહ્યું નારે હાથમાં,..............સુંદર.
તનમન—આ શું સાહેબોની એટીકેટ છે?
તું તો જેન્ટલ મૅન અપ ટુ ડેટ છે;
નંદન—પ્રેમ મંદિરનું ચુંબન ગેટ છે,
એ તો ગૃહસ્થાઇની સરટીફીકેટ છે,
સદા રહેવુ રમણીઓના સાથમાં;
તનમન—સોનેરી જાળમાં પાડી બુલ બુલ?
નંદન—થઈ ખરેખર એકજ ભૂલ—શાને.

૫

જગત—રસોડે રાંધવા ચાલો,
નંદન—મને શેઠ બાફવાનું આલો—રસોડે.
જગત—હતા લડવઈયા શુરા પુરા, ત્યારે લેતા બરછી ભાલો;
તાકાત ગઇને હાથે કલમ લઇ, પીતા ચાહનો પ્યાલો;
નંદન—કામિની કહે હવે કલમને બદલે,
કડછી હાથમાં આલો—રસોડે

જગત—ચાલો નંદનજી પાણીડે જઇયે, હાંડા ગાગર લઈ હાલો;
ભજીયાને ચટણી માટે મઝાનો લાવજો તાજો મસાલો;
નંદન—શેઠજી તળશે ભજીયા, મેદાનમાં
લજાશે વિઠ્ઠલ લાલો.............રસોડે.

૬

સુરેંદ્ર—પતિ પત્નીનું જોડલું, એજ સત્ય સંસાર છે,
બીજ સ્નેહ શાંન્તિ તણું, વ્યર્થ અન્ય વ્યવહાર છે,
જગતમાં નથી સૂખ લગ્ન સમાન;
દેવો પણ કરે સન્માન,......................પતિ..
મમતા ખીલે માનવ જીવન બંધાય,
ધાયે ધાયે ભલે દૂર, દૂર ઘરથીના થાય;
શૃંગાર પ્રેમ કરૂણા નીતિના પાઠ પુરા સમજાય છે
ઝોલાખાતું પાશવજીવન, એ ખીલે સ્થિર થાય છે:—
...................પતિ.

૭

ચંદા—આજ પિયા રયના રહો, ચયના કરો,
સેજ સુંદર છાઈ;
બસંતકી બહાર, કયસી ચાંદની છવાઇ—આજ.
ઇશ્કકી નદીયાં બહાઓ, જીયરાપીયરા ઝુલાઓ,
પ્રેમકે ઝુલે ઝુલાવો, સુરતીયાં મન ભાઇ;—આજ.
મોરી ગત બુરી ભઇ, તુમકો બિચાર નાહિ,
સેજરીયાં સૂનીપરી, દેતીહુ મયે દોહાઇ;—આજ.

૮

પ્રમિલા—સુખ આશ વાદળી વરસ્યા વિણુ વિખરાઈ,
મૂર્તિ મંત વિપદ કાળ વંટોળીયે ધવાઇ;—સુખ.
ટપકયું બુંદ એક નહિ, મનની મને સમાઇ
મરે ન, મારે તૃષ્ણા તિખી-ઘટમાં હાય ભરાઈ;—સુખ

૯

ચંદા—નયના કસુંબી કર આયે,
શ્યામ બોલો, કીસ બીધ રયના બિતાઇ,
કોનો સોતનને કીની ઢીટાઇ—નયના.

બાલ બિખરે હય, ભાલ તિલકના, નયનોમેં નિંદ ભરી
તુલસીકી માલા ટુટ ગઇ હય, અબ કરોના ચતુરાઇ;
બયરનસે મોરી નેહા લગાઇ,
પ્રીત મોરી છાંડકી;
કુબજા કો તો બચન દીયો થો
અબ કોનસે મન (૩)લલચાઇ..............નયના.

૧૦

ચંદા—કોયલીયાં કુહ સુનાવે,
ખીલી બસંત બહાર..............કોયલીયાં.
કોન સખી મોહે બસંત સુનાવે, મેંઓ તલસું બારબાર
પાપી પપૈયા પિયુ પિયુ બોલે, પિયા પરદેશી યાર;-કોય.
જીયા પિયા બીન જલે દીન રયના, જોબનવા દીન ચાર,
મયે નવ જોબના જોગન બનુંગી,
પિયા મીલન દુશ્વાર—કોયલીયાં.

૧૧

નંદન—અમે તો ઇશ્કના બંદા-મસ્ત થઇ ઇશ્કમાં ફરીયે
બનાવી ઇશ્કના ફંદા-અવરના વાત દિલ ધરીયે;-અમે.
જમાનો ઇશ્કનો આ છે, નમુનો ઇશ્કના અહીં છે
ઇશ્કની આગમાં બળતાં, અવરના વાંત દિલ ધરીયે;-અમે.
અદબના ઇશ્કમાં કંઇ છે-ગજબના ઇશ્કમાં કંઇ છે
અજબ સહુને સદા કરતા, અવરના વાત દિલ ધરીયે;-અમે.

१२

વિનોદ—શાને સહુણી એ મન ભાવે
અજબ ભાવ દર્શાવે—
નયન નીચાં ઢાળી મલ પતી આવે
જોબન જોર કરી ભમાવે—શાને,

અંતર વાણી સ્મિત થકી સમજાવે
વચન વદતાં કંઇ લળી લળી જાયે-
દીલ કંઇ દખાવે, મન કંઇ બ્હેકાવે
બાવરી એ બ.ળા મુખે કંઇ કંઇ બકાવે—શાને.

૧૩

માધવ—ઓ લલના શાણી, કહુ ધન્ય તમારી વાણી,
વદતાં પથ્થર પર પાણી—ઓ લલ.

ખડ ખચડો પણ થતો સુંવાળો, સ્નેહ સાગરે ધોવાતાં
સુંદર મનહર ઘાટ ધરે સંસાર હથોડે ટીપાતાં-ઓ લલ.

ઉર્મિલા-પ્રકૃતિ સમ કુશળશિલ્પા વિણુ,ઘાટબને નામનગમતા,
ઘડાયેલો એવો જન પૂજે, દેવો પણ જેને નમતા;

માધવ—પડયા બંધએઘાટ ઘડાતાં, પથ્થરતેપથ્થર રહીજાતા;

ઉર્મિલા—સમાજ ચરણે શ્રી ચગદાતાં,
દેવો દેશ દુઃખે તજી જાતા— ઓ લલ.

૧૪

ઉર્મિલા—કાહે અબ તુમ આએ હો મોરે દ્વારે
સૌતન સંગ જાગે, રસ પાગે અનુરાગે પાગે—
જુટી જુટી બતીયાં. કરો ન હર રંગ-અબ,
વહી જાઓ જીન યુવતી સંગ અનુરાગે—કાહે.

૧૫

પ્રમિલા—દિલ હય વહી જીસ દિલમેં મહોબ્બત હો કીસીકી
હય આંખ વહી જીસમેં શરાફત હો કીસીકી
ક્યું હાથ શએ વસ્લ લગાને નહીં દેતે
માશુક હો તુમ યા કે અમાનત હો કીસીકી

(શયર)

શંમાકો દેખ કર મય ફીલસે યું કહેતા હય પરવાના
જો ચાહો જલના ઇશ્કમેં મુજ સાહી જલ જાના
શમાકી બે કરારી કો કહાં પહોંચેગા પરવાના
લરજના, થર થરના, સર કટાના, સાફ જલ જાના.
હોતા હય ઉન્હે રશ્ક તો હો મેરી બલાસે
જલ જાય અગર જલનેકી આદત હો કીસીકી

૧૬

સૂરેંદ્ર—મિથ્યા ભ્રમ છોડ (૨) જારે જારીણી
જાતિ ગુણ કર્મો પ્રેરક,
બુદ્ધિ કર્ણાનુંસારિણી—મિથ્યા.

ખરપર લાધે ભાર (૨) અશ્વપર બેસે અસ્વાર
પૂજે પીપળ સંસાર, ગૃહે બાવળ બહુ માર
જાતિ ગુણથી હાં ગુણથી;

ગાય ભેંસ દે દૂધ, પૂજે ગૌમાત જન બુદ્ધ
સરિતા સર્વે શુદ્ધ છતાં શ્રેષ્ઠ ગંગા રૂઢ
થાનારી કુળ ઉધ્ધારિણી, ના સંહારિણી
જાતિ ગુણથી-હાં ગુણથી—મિથ્યા.

૧૭

સુભદ્રા—દિલની વાતો ન સમજાય
સુરખ મન કાં તું હરખાય—દિલ.
તન અર્પણ આતુરતાપૂર્વક, જગમાં પ્રેમ મનાય,
ચંચળ મનનો ચટકો ક્ષણનો ચલિત બની સરી જાય,
અંતે જગમાં હાંસી થાય—દિલ.

નરનારી નઃદાન પરસ્પર-વચન દઇ બંધાય,
વિકાર ઉભરો શાન્ત થતાં ધિક્કાર પ્રદર્ષિત થાય;
એ તે પ્રેમ કેમ કહેવાય—દિલ.

૧૮

ઉસ્તાદ—ખેલત હોરી રાધે શ્યામ,
શ્રી લક્ષ્મી નારાયણ ઓમ-ત્રિભુવન કે ભૂપ શ્યામ—ખે.
ઇતસેધાઇ, બ્રિખુભાન દુલારી, ઉતસે ધાયે શ્રીકૃષ્ણ મુરારી
ઉડત ગુલાલ, લાલ ભયે બાદલ અયસી લીલા કરી ઘનશ્યામ
રંગભર મારત હય પીચકારી, ભિંજ ગઇ
સારી, રાધે પ્યારી;

ગોપી મંગલ ગાવત આનંદ બધાઇ
બજે ગોકુલ ગામ—ખે.

૧૯

પ્રમિલા—મિલકે જઇયોરે ગુમાન—મિલકે.
તોરી સાંવરી સુરત જાનો, મેરે! નામ દીવાની
જો તુમ મેરા આઓ હમારે ખુબ કરો મીજબાની—મિ
એક દીન મેરો ગાંવ ન જાનો ગાંવ હય ગોકુલધાની
જો કુંજ ગલીમેં બાસ હમારો, મનેક ચોક નિશાની—મિ.

૨૦

તનમન—ભૂલી સલુણા હું સાન ભાન ભૂલી
  પ્રેમ મદુલીની ચણુતરમાં ભણતર ગણતર ભૂલી—ભૂ
નંદન—પ્રેમ વિષયના પારંગતને ભણવાનું શું કામ,
  પ્રેમ મંદિરના રહેવાશીને કૉલેજમાં શું કામ;—ભૂલી.
તનમન—તુજ હૈયા હિંડાળે હિંચાવજે,
  લાડ લાખેણા લાલા લડાવજે,
નંદન—ધીરે ધીરે નયનીયાં નચાવજે,
  ખીસા પાકીટ પર હાથ ના ચલાવજે,
તનમન—એવી તો એક આર્ટ [છે] અણમુલી;—ભૂલી.

૨૧

તનમન—બનો બાનુઓ બુરખાવાળી,
જગત—રાખો મોઢું ઘુંઘટમાં ઘાલી—બનો.
તનમન—પફ પાઉડર ને બુટ પેટી કોટથી,
  કરે ઠઠારો બની ડોલી,
  ફેશનને એટીકેટથી થઇ ગઇ ભરેલી થેલી ખાલી;
જગત— હાય મારી ગાડી તો કમણુ ચાલી;—બને.
નંદન } વરલી બેન્ડસ્ટેંડને ચોપાટીની થશે સૂની જાહોજલાલી
જગત }
તનમન—ડાલીવિનાના ખાલી-બાંકનેમારશેલાતકોરગોઠંટાળી
જગત—હાય શ્રાપ દેશે મુંબઇના મવાલી;—બનો.

૨૩

પ્રમિલા—યહી દિન હય હુઆ લેલા કીસીકે કબ્જે મુઝ તરસ,
જવાની આ નહિં શક્તિ મેરી જાં ફીર નયે સરસે;
યે કહ દો અમ્રે બારાસે ,અગર બરસે તો યું બરસે,
કે જયસે મેહ બરસતા હય, હમારે દીદ એ તરસે.

(શયર)

વિનોદ—કયામત હય કીસીકો પ્યાર કરના ઇસ ઝમાનેમેં,
કઝ઼ાકા સામના રખ્ખા હુવા હય, દીલ લગાનેમેં;

પ્રમિલા—મીલા હોગા કીસીકો, બાવફા અચ્છે મુકદરસે,
હુવા હોગા કીસીસે-વસ્લ હમતો ઉમ્રભર તરસે.

ઇતિ શ્રી

સમાપ્ત.

---

આ પુસ્તક "જનએડવોકેટ
ફમાં શા. ચીમનલાલ ગોકળદાસે" ઠે ઘીકાંટા વાડી, અમદાવા.
નાટક મંડળીના માલેક માટે છાપ્યું છે અને રૉયલ
ઠે:—એડવર્ડ થીએટર, કાલબાદેવી રોડ, મુંબઈ. પ્રસિદ્ધ કર્યું છે.



॥ શ્રી વંતુસત્ પરમાત્મને નમઃ ॥

## રૉયલ નાટક મંડળી.

# વિજય કોનો ?

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

લેખક—
પ્રોફેસર, ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા.
એમ. એ; બી. ટી

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શેઠ મહાશંકર વેણીશંકર.
રૉયલ નાટક મંડળીના માલીક—મુંબાઇ.

આવૃત્તિ ૧ લી ઈ. સ. ૧૯૨૮ પ્રત ૨૫૦૦



ભાવનગર—શ્રી "કૃષ્ણ" પ્રીન્ટીંગ વર્કસમાં શા. નાનાલાલ ધરમશીભાઈએ છાપ્યું.

કિંમત ચાર આના.

ૐ

# વિજય કોનો ?

## નાટકના પાત્રોનો પરીચય

### પુરૂષ પાત્રો.

કુમારગુપ્ત..................મગધ દેશનો રાજા.
ગોવિંદગુપ્ત..................તેનો ભાઈ, રાજ્યમાં મુખ્ય સત્તાધિકારી.
સ્કંન્દગુપ્ત..................યુવરાજ.
દામોદર શર્મા............પ્રધાન.
દેવધર......................સેના નાયક.
વૈકુણ્ઠ......................ઇન્દ્રલેખાનો માણસ, એક સિપાઈ.
ચન્દ્રસેન..................ઇન્દ્રલેખાનો ઉપપતિ.
ઋષભદેવ..................એક રાજ્યનો આશ્રિત બ્રાહ્મણ.
સુન્દર.......................તેનો ભાણેજ.
હરિબલ......................બૌદ્ધ ધર્મી એક સેના નાયક.

સિવાય–સભાસદો, જેલર, સૈનિકો, હૂણ નાયક, હૂણ સૈનિકો, દરબારીઓ વિગેરે............

### સ્ત્રી પાત્રો.

ઇન્દ્રલેખા......................એક વેશ્યા.
મદલેખા..........................તેની પુત્રી.
રાણી...............................કુમારગુપ્તની.
હંસા...............................ઋષભદેવની આશ્રિત એક બાળા.
સુનન્દા...........................ઋષભદેવની સ્ત્રી.
મુક્તા.............................દામોદર શર્માની પાલિત પુત્રી.

સિવાય–બાળાઓ, સ્ત્રીઓ, નાચનારીઓ, વિગેરે સ્થળ–મગધદેશ.

ૐ

શ્રી

# વિજય કોનો ?

એ

## નાટકનો સાર

## અંક ૧ લો.

### પૂર્વ વૃત્તાંત.

મગધરાજ્યમાં ગુપ્તવંશનો મહારાજા કુમારગુપ્ત રાજા હતો તે વખતે હિન્દુસ્થાનની ઉત્તર દિશામાં રહેતી હુણ જાતિના હુમલા હિન્દુસ્થાનમાં ઘણા થતા હતા. હુણનો નાશ કરવાને કુમારગુપ્તનો નાનો ભાઈ ગોવિન્દગુપ્ત ગયો હતો. એ સમયનો લાભ લઈને રાજ્યમાં બૌદ્ધધર્મીઓએ સત્તા ચલાવવાને ઇન્દ્રલેખા નામની એક વેશ્યા મારફત કાવતરૂં રચ્યું હતું. ગોવિન્દગુપ્ત વીસ બાવીસ વર્ષની ઉમરે આ વેશ્યાની મોહનીમાં અનિલ-કુમારના નામે ફસાયો હતો. પણ પાછળથી ચંદ્રસેન નામના બ્રાહ્મણની યારી ઇન્દ્રલેખા કરે છે, એ તેનું કપટ કળી જતાં તેણે તેને તજી દીધી હતી અને રાજ્યની ઉન્નતિ કરવામાં ચિત્ત લગાડયું હતું. ઇન્દ્રલેખાએ ગોવિન્દગુપ્તની ગેરહાજરીમાં વૃદ્ધ કુમારગુપ્તને પોતાની સુંદર પુત્રી મદલેખાની મોહિની લગાડી હતી. રાજ્યનો પ્રધાન દામોદરશર્મા આ સંબંધ તોડી નાખવા મથી રહ્યો હતો પણ ફાવતો ન હતો. મદલેખા અને કુમારગુપ્તનાં લગ્ન થવાનો પૂરો સંભવ દેખાયો હતો તેથી તેણે રણસંગ્રામમાંથી ગોવિન્દગુપ્તને તેડવા મોકલ્યું હતું અને બીજી બાજુથી વેશ્યા અને વેશ્યાની પુત્રીને કેદ કરવાની કોશીશ કરતો હતો. અહિંથી આ નાટકનો આરંભ થાય છે.

## દશ્ય ૧ લું. દરબાર.

દરબારીઓને દેશની પરિસ્થિતિનું ભાન દામો દરશર્મા આપે છે એવામાં મદલેખાને કેદ કરીને સેના નાયક દેવધર આવે છે. મદલેખાનો તિરસ્કાર થતાં તે રાજાને બૂમ મારે છે. ઇન્દ્રલેખા આવે છે. ઘણાં વર્ષોપર ગોવિંદને અનિલના વેશમાં રાજાનો અધિકારી સેવક સમજીને પ્રીતિમાં ફસાવી લઈ લીધેલી ચંદ્રગુપ્તની મુદ્રિકા બતાવે છે. સૌને નમાવે છે. દામોદર એના પર એ મુદ્રિકા ચોરવાનું તોહોમત મૂકે છે. કેદ કરવા જતાં કુમારગુપ્ત આવે છે. મદલેખાને પરણવાનું વચન આપી મોહાન્ધ થયેલો રાજા તેને ઘેર મૂકવા જાય છે. ઇન્દ્રલેખા વિજયના ઉન્માદમાં ફુલાય છે. તેના ગયા બાદ દામોદર દરબારીઓને ઉશ્કેરે છે. રણસંગ્રામમાં ગોવિન્દગુપ્ત આવી પહોંચે છે. મુદ્રિકા ક્યાં ગઈ એવો પ્રશ્ન દામોદર કરે છે. ગોવિન્દ ચમકે છે. ભેદ ફુટે છે. કોઈપણ રીતે મુદ્રિકા લઇ આવવા ગોવિન્દ પ્રતિજ્ઞા લે છે.

## દશ્ય ૨ જું. રસ્તો બાગમાં.

ઋષભ દામોદરનો આશ્રિત બ્રાહ્મણ છે. નવી પરણેતરની વાટ જોતો આવે છે. એવામાં મુકતા દામોદર શર્માની પાલિત પુત્રી પાછળ પડેલો ઇન્દ્રલેખનો યાર ચંદ્રસેન તોફાન કરતો આવે છે. ઋષભ મુકતાનો બચાવ કરે છે. ચંદ્રસેન સામો થાય છે. સેના નાયક દેવધર ચંદ્રસેનને વૈકુણ્ઠ સિપાઈની પાસે કેદ કરાવે છે. ઋષભ પ્રેમીજનોના પ્રેમપાઠમાં ખલેલ ન કરવાના વિચારોથી જાય છે. પ્રેમ મંદિરના પૂજારીઓ મુકતા અને દેવધર.

## દશ્ય ૩ જું. ઇન્દ્રલેખાનો મહેલ.

કુમારગુપ્ત મદલેખાને પરણવા તૈયાર થઇ રંગરાગ કરે છે. ઇન્દ્રલેખા પરણાવવા જાય છે. ગોવિન્દ દામોદરશર્મા સાથે આવીને લગ્ન અટકાવે છે. રાજાને લઇને પ્રધાન જાય છે. ઇન્દ્રલેખાને ગોવિન્દનો વિવાદ. ગોવિન્દ મુદ્રિકા માગે છે. અનિલકુમાર તરીકે ગોવિન્દ જાહેર થતાં ઇન્દ્રલેખાનો ગભરાટ. અમાસની રાત્રિએ ગોવિન્દને મુદ્રિકા લઇ જવા બોલાવવો.

## દશ્ય ૪ થું. ઇન્દ્રલેખાનો મહેલ.

ઇન્દ્રલેખાના પ્રેમમાં ચંદ્રક. ઇન્દ્રલેખા પરણેલી. આવે છે. દામોદરના હુકમથી ઇન્દ્રલેખાને મહેલમાંથી કાઢી મુકવા દેવક આવે છે. દેવચરને ફસાવવાની ઇન્દ્રલેખાની યુક્તિ. ઇન્દ્રલેખાનું અપમાન.

## દશ્ય ૫ મું. ઋષભનું ઘર.

ઋષભનો ભાણેજ સુંદર અને પાલિત બાળા હંસાનો પ્રેમ ઋષભથી એ પ્રેમ ખમાતો નથી. હંસાને હાંકી કાઢવી. સુન્દરનો વેર લેવા પ્રયાસ. મામા અને મામીને લડાવી મારવાની યુક્તિ તેની મામી સુનન્દાનો વહેમી સ્વભાવ. સુન્દરનું તોફાન સુનન્દાને મનાવવા રાણીની સાડી લાવી આપવાનું વચન.

## દશ્ય ૬ ઠું. અનિલ મંદિર.

અમાસની રાત્રિ ઇન્દ્રલેખાનું કાવત્રું. દામોદરે પ્રથમથી આવી ઇન્દ્રલેખાની યુક્તિથી ચેતી જવું. અનિલના વેશમાં ગોવિંદ ઇન્દ્રલેખાનું સ્ત્રી ચરિત્ર. પ્રેમની માગણી. ગોવિન્દે તિરસ્કાર કરવો. મદલેખાને આગળ કરી ઇન્દ્રલેખાએ સ્ત્રી ચરિત્રની પરા કાષ્ટા આણવી. ગોવિન્દે ચેતી જવું. બંને માત પુત્રીએ અસ્ત્ર શસ્ત્રથી હુમલો કરવો. ગોવિન્દની નીડરતા ઇન્દ્રલેખાએ સિપાઇઓને બોલાવવા. લડાઇ. અણીની વખતે દામોદરે સહાય કરવી. ઇન્દ્રલેખા પકડાય છે. મદલેખા છુપા દ્વારથી નાસે છે.

ડ્રોપ્સીન.

## અંક ૨ જો.

## દશ્ય ૧ લું.

કુમારગુપ્તનો ખાનગી દરબાર મદલેખાએ બનાવટી ચીઠ્ઠી મોકલવી. કુમારગુપ્તનો યુવાન પુત્ર સ્કંદ લડાઇમાં ઘાયલ થયો છે, એ મતલબની ચીઠ્ઠીથી ભોળવાઇ ગોવિન્દ રણસંગ્રામમાં જાય છે. દામોદરે રક્ષક સૈન્ય તૈયાર કરવા જવું. મદલેખાની બીજી ચીઠ્ઠીથી કુમારગુપ્ત એ ચીઠ્ઠીને લીધે ઇન્દ્રલેખાને કોપ

જાય છે. એટલામાં રાણી અને મદલેખાનો મેળાપ અણધાર્યો થાય છે. મદલેખાને જોતાંજ રાણી બીજાય છે. મદલેખા બૂમ મારે છે. રાજા આવે છે. રાણીને મહેલમાં મોકલી મદલેખાની પ્રપંચી વાણીમાં ભોળવાતો રાજા પાછો તેના પ્રેમમાં ફસાય છે. ઇન્દ્રલેખા છુટી થઇ ત્યાં આવે છે. બેનાં લગ્ન કરે છે. રાણી રાજાને શોધતી ત્યાં આવે છે. લગ્ન થયલાં જોતી તે મુઝાય છે. તેને પોતાના પગમાં નમાવવા મદલેખાનો રાજાને આગ્રહ. બળાત્કાર થવાના સમયમાં દામોદર આવે છે. રાણીનો બચાવ.

## દશ્ય બીજું. રાણીનો ઓરડો.

છુપી રીતે રાણીનો નિકાલ કરવાની યુક્તિ કરતી ઇન્દ્રલેખા આવે છે. પોતના યાર ચંદ્રસેનને દારૂ પાઈ રાણીનું સતીત્વ ભંગ કરવા ચટાવે છે. અને જાય છે. એવામાં રાણીની સાડીને લઇ સ્ત્રી વેશમાં ઋષભ આવે છે. ચંદ્રસેન પોતાના પ્રેમનો અભ્યાસ કરે છે. ઋષભ જાય છે. એવામાં રાણી કંટાળી જઈ આત્મહત્યા કરવા આવે છે. ચંદ્રસેનના ચાળા. રાણીએ સતીત્વના ભંગના ડરથી બૂમ મારવી. રાજાનું આવવું. રાણીની ફરીયાદ. મદલેખાએ સ્ત્રી ચરિત્રથી બધો આરોપ રાણીપર ઢોળી દેવો. રાજાને બળાત્કારે પોતાના ઓરડામાં લઇ જવો. રાણીએ ચંદ્રસેનને આવતો દેખી આત્મહત્યા કરવી. એટલામાં દાસીએ કરેલી ખબરથી દામોદરે ત્યાં આવવું. અને ચંદ્રસેનને પકડવો.

## દશ્ય ૩ જું. રણભૂમિ છાવણી.

હુણની સામા વ્યૂહરચના સ્કંદ ગોઠવે છે. દેવધર અને સ્કંદ લડવા જાય છે. સિપાઇઓ ધજાનું રક્ષણ કરે છે. હુણનો હુમલો. ધજાનું રક્ષણ. સ્કંદનું પરાક્રમ. દેવધરનો વિજય સ્કંદે દેવધરને દામોદર શર્મા પાસે મોકલવો. તેનો હાથ કપાયો છે તેથી તેની સારવાર કરવા તરત લઈ જવાય છે. એવામાં ગોવિન્દ "સ્કંદ" "સ્કંદ" એવી બૂમ મારતો આવે છે સ્કંદને પૂછતાં પોતાના વિજયની ખબર પડતાં મદલેખાનું કપટ ચેતી જાય છે. એવામાં રાણીના આપઘાતની ખબર. ગોવિન્દે મગધમાં જવું.

### દૃશ્ય ૪ થું. દામોદરનો મહેલ.

ઇન્દ્રલેખાનું અભિમાન. દામોદરને કેદ કરવાની યુક્તિ. દામોદરની હોશિયારી. દેવધરે ત્યાં આવવું. દામોદરે દેવધરના પરાક્રમથી ખુશ થઇ મુકતાનાં તેની સાથે લગ્ન કરવાં.

### દૃશ્ય ૫ મું. ઋષભનું ઘર.

મામા અને મામીની સુંદરે સ્ત્રી વેશમાં પુરી હેરાનગતિ કરી લુચ્ચાઇથી હંસા સાથે પરણી જવું.

### દૃશ્ય ૬ ઠું. દરબાર.

દામોદરે દરબારમાં સિંહાસન ઉપર રાણીની છબીની સ્થાપના કરી તેનું મહત્વ જાળવવા નિશ્ચય કરવો. મદલેખાએ આવી રાણીનાજ સિંહાસને બેસવા હઠ લેવી. રાજાએ તેને પોતાનું સિંહાસન આપવું. મદલેખાએ મૂર્ખતાભર્યો ન્યાય કરવા જવું દામોદરને શિક્ષા કરવી. ગોવિન્દગુપ્તે આવવું. મદલેખાનો ગભરાટ. ઇન્દ્રલેખાએ આવી યુક્તિથી બાજી ફેરવવા માંડવી. ગોવિન્દે તેનાં કારસ્થાન ખુલ્લાં પાડવાં. ઇન્દ્રલેખાએ પોતાનો સંબંધ ખુલ્લો કરવા ધમકી આપવી. ગોવિંદે ન ડરતાં જાતેજ પ્રજા પાસે પોતાના પ્રમાદનું પ્રાયશ્ચિત્ત માગવું. ઇંદ્રલેખા અને મદલેખાએ લડાઇ કરવા તૈયાર થવું. ગોવિંદની ચાલાકી. મદલેખાને રાણીના ચિત્ર આગળ ફેંકવી ઇંદ્રલેખાને દામોદરની આગળ નમાવવી.

## અંક ૩ જો.

### દૃશ્ય ૧ લું. કેદખાનું.

મદલેખાએ કેદખાનામાંથી નાસી જવા જેલરને બનાવવો. વૈકુણ્ઠને છુટો કરાવી નાસી જવાની તૈયારી કરાવવી. રાજાનું ત્યાં આવવું. રાણીના શબનું દહન કરવા તેને તેડવા સ્કંદનું આવવું. પિતા પુત્રનો વિવાદ. રાજાએ લાચારીથી જવું. મદલેખાએ જેલરની મદદથી નાસી જવું.

## દૃશ્ય ૨ જું. શ્મશાનનો રસ્તો.

મા દીકરી છુટાં થઇ આનંદનાં ગીતો ગાય છે. શ્મશાનમાંથી પાછા વળતાં સ્કંદ અને દેવધરનો ભેટો. રાણીની ઉત્તરક્રિયા અને મદલેખાનાં સંગીતથી થતી તકરાર. ઇંદ્રલેખાની તૈયારીથી સ્કંદ અને દેવધરનું પકડાવવું. કુમારગુપ્ત ત્યાં આવે છે. મામલો ગંભીર દેખી ગોવિંદને તેડી આવવા દામોદરે નાસી જવું. મદલેખાએ અને ઇંદ્રલેખાએ રાજાને લડાઇમાં એકલો દેખી પોતાનું મૂળ સ્વરૂપ પ્રકટ કરવું. રાજા તેમનો ખરો સ્વભાવ સમજે છે. પોતાના વીરત્વ તરફ થતા આક્ષેપથી તેનું ક્ષત્રિય રક્ત ઉછળે છે. રાજાની શૂરવીરતા છતાં શત્રુના પ્રપંચથી કેદ પકડાય છે.

## દૃશ્ય ૩ જું. ઋષભનું ઘર.

સુંદરના તોફાનથી હંસા તેને સીધો કરવાની યુક્તિ શોધે છે. સુંદર તેમાં ફસાય છે. એ યુક્તિને લીધે ચંદ્રસેન ઋષભના હાથમાં ફસાય છે. હંસા અને સુંદરનાં લગ્ન કરી ચંદ્રસેનને ઋષભ દામોદરશર્મા પાસે લઇ જાય છે.

## દૃશ્ય ૪ થું. છાવણી.

મદલેખાના કહેવાથી વૈકુણ્ઠે ગોવિંદના ખૂનનો પ્રયાસ કરતાં પકડાવવું.

## દૃશ્ય ૫ મું. બૌદ્ધ નિવાસ.

ઇંદ્રલેખાએ વિજયના ઉન્માદમાં, રાજા, રાજપુત્ર, દેવધર, મુક્તા અને નગરજનોને બૌદ્ધ મત સ્વીકારવાનું કહેવું નહિતો પાસે બળતી ચિતામાં સર્વને હોમવા તૈયાર થવું. આ સર્વ અટકાવી શકવા અસમર્થ રાજાનો શોક. બળાત્કારે કસાઇ કર્મ કરવા તત્પર થયેલી ઇંદ્રલેખાએ સર્વને બાળી મુકવા હુકમ કરવો. ગોવિંદનું આવવું. પાપીઓને પાપ શિક્ષા. એઠે તે પર એ ન્યાયે ઇંદ્રલેખા અને મદલેખાનું બલિદાન. સનાતન ધર્મની ધજા ફરકાવવી અને વિજય નાદ કરવો.

ॐ

# વિજય કોનો?

## નાટકનાં ગાયનો.

### સ્તુતિ.

બાળાઓ— (૧)

બ્રહ્મ પરબ્રહ્મ શ્રી હરિ દેવા.
ગોવિન્દ ગુણ નાયક ઇન્દ્ર મદ સાયક,
દામોદર દુઃખહર અક્રૂર તું દેવા;
દેવધર મદહર શુભવંશ કીર્તિકર,
એકજ તું, એકજ તું, એક તુજ સેવા—બ્રહ્મ૦
ગાજી રહ્યો આ દેશ પણ તે મોહમાં ફસાય છે,
આત્મા સહુ ઉકળી રહ્યા પણ અંત ના સમજાય છે;
કરનાર હું હું એકલો અભિમાન એવું થાય છે,
માઠી દશા આવી પડે ત્યારેજ દેવ સ્મરાય છે.
પ્રભુ ભજ, સુખ કર, દુઃખહર,
નવ ડર, તનમન શિવ ભજ, રસ ભર, જગધર—બ્રહ્મ૦

બાળાઓ— (૨)

જાગો, જાગો, હો નિન્દ તજી જાગો ભારતના સંતાન.
દેશ કાજ સર્વ આજ થાય મોહમાં વારાજ,
માનને ગુમાનમાં કાં ભૂલો સન્માન?—જાગો૦
દેશ પ્રેમ મંત્ર શીખી સ્વાર્થ સર્વ ત્યાગજો,
દેશ હિત કાજ ભ્રાત પ્રાણદાન આપજો,
નાદ વિજય નાદ કરી દેશ આ ઉગારજો,
દેવી ભૂમિ આ ઉગારી શાન્તિ રાજ્ય સ્થાપજો;
વાદને વિવાદમાં કાં રાખો ગુમાન?—જાગો૦

નાચનારીઓ—

મુંગો ડેન્સ.

........ ........ ........ ........

........ ........ ........ ........

નાચનારીઓ— (૩)

દેખો દેખોજી, (૨) મોરી અખીયાંમેં
કયસે હંય જાદુ ભરે........
મેરી ચિતવનકે મારે, ભે, ચાર પડે....દેખો૦
પતલી મોરી અગિયામે ઝલકત કુચ્છ ગોરી ગોરી,
ઠુમક........ઠુમક........યું ચલું........
મોહિકો તકત ડગમેં રોકત,
કયસી અનોખી યે પ્રિતકી રીત....દેખો દેખોજી૦

ઇન્દ્રલેખા-સભાસદો— (૪)

ઇન્દ્રલેખા—વિજય, વિજય નાદ કોના ?
સભાસદો—જા, જા........
ઇન્દ્રલેખા—ઉન્નત શૃંગથી ગગન માંય,
ગાજી રહે ગિરિ કરી ગુમાન;
ચમક ચમક જ્યાં વિજળી થાય—વિજય
સભાસદો—જા........જા........જા........
ઇન્દ્રલેખા—ગિરિ કરાડને કૂદતું હોય,
મૃગ ગુમાને જો હસતું હોય:
ગર્જતી સિંહણ જ્યાં દેખાય.
વિજય વિજય નાદ કોના ?
સભાસદો—જા........જા...........વિજય૦

મુક્તા-દેવધર— (૫)

મુક્તા—જાવું ભલે જાજો ભલે, હું જાઉ છું કે'શો તો
દિલદારનાં દિલ પાસથી, કોઈ દીન દિલ લેશો ન

લીધું લેવાય ના, આપ્યું અપાય ના,
રસીયાનાં દિલ તો રેલાય છે;
પ્રીતિના પૂરની શી રેલ તો ફેલાય છે ?—રસીયા૦

**દેવશ્વર**—મીઠા મીઠા પાન તણાં, દેશો લ્હાણાં રોજના;
રસરાજ તણા રાસ મહીં, દેશો રસ પ્રેમના;

**મુક્તા**—તન્મય બની નવ ભેદ કંઇ દેખજે,
રસીયા તું રંગ મહીં એક તાન રાખજે;
ડૂબી જજે નવ રંગ રસ છોડજે.—રસીયા૦

**મદલેખા**— (૬)

પીઓજી પીઓ. મધુરસ પીઓ, સુધારસ પીઓ,
ભ્રમર ભમત ફુલ, નહિં ડરત ઉર—
ભરત ભરત સુધાગેડ બનાવત;
મસ્ત મન્દોન્મત્ત નયન સુરંગિત—
પ્રીતમ સિતમ પ્રીત બરસવ—ટેક૦

ચાંદની ચમકી ચતુરા શયન મન્દિર શોભતાં,
સ્મિત શાં ટપકી મધુરાં મદન મન્દિર સ્થાપતાં;
મન્દ મન્દ શી સરસ સુગન્ધ મલય પવનની આવતી,
સાકી મળી બાકી રહી એક આશ હા—
ચુમ્બન તણી—પીઓ૦

**ઇન્દ્રલેખા**— (૭)

આંખો મળી જેને નથી તે, તેજ શું સમજે નહીં,
જીહ્વા મળી જેને નથી તે, સ્વાદ શું જાણે નહીં.
જે દિલ ઘડાયું પ્રેમનું, તે અન્ય કંઇ દેખે નહીં,
જેણે પીધો રસ પ્રેમનો, તે તો પીશે બીજું નહીં.
પ્રીતિતણું વિષ ચાખશે, અમૃતને અડશે નહીં,
ઔષધ પૂછો જો પ્રેમનું, તો પ્રેમથી બીજું નહીં.

(૮)

**હંસા**—નહિં પરણું જા, જા, નકટા રે,
મને વર જોઇએ શરમાતા રે—નહિં૦

મીઠું મીઠું મુખથી બોલે કહીએ તે કરવા દોડે,
વ્હાલી વ્હાલી કહેતા આવે પાયે પડતા જે કોડે—વર૦

**સુન્દર**—ભેટ ધરાવું કે પગ ચાંપું, આરતી હું તારી ઓવારૂં,
જય અમ્બે. હે ! જય અમ્બે ! કહી, સમમ સ્વરથી પોકારૂં—વર૦

(૯)

**સુન્દર**—છણકો કરી ક્યાં ચાલી ?
**હંસા**—અરે જા, મુવા તુ મવાલી.
**સુન્દર**—મને દે, હસી એક તાળી—છણકો૦
**હંસા**—નફ્ફટ આવાને શું કહેવું ?
**સુન્દર**—નફ્ફટનો સરદાર.
**હંસા**—કુકડા થઈ મુજ આગળ બોલો કુકરે કુક લગાર.
**સુન્દર**—મર્કટ પણ "મથુરા"નાં બનશું દેશો "શા" ઉપહાર !
**હંસા**—થનગન (૨) નાચ કરો તો કરશું કંઈક વિચાર—છણકો૦

(૧૦)

**ઋષભદેવ**—જરા ચાલો લટકાળી અને પીરસો પકવાન.
**સુન્દર**—શાને મારો છો મામા આ પ્રીતિના તાન ?
**ઋષભદેવ**—રાણીની કાંચળી ને રાણીની સાડી,
પ્હેરીને રાખજે તું પુરો દમામ.
**સુનન્દા**—ઝુમઝુમ, છુમ, છુમ, (૨) છુમ, અમે ચાલશું,
પાયે પડી મને કરશો સલામ ?
**સુન્દર**—નીચા નમી (૨) પાય તમ ચાંપશે,
જાણે મળ્યો ભલો "બાબુ" બાજાર.
**ઋષભદેવ**—પ્રિયા કરૂં આજ સુખે રસપાને—જરા૦

**મદલેખા-સખીઓ**— (૧૧)

**સખીઓ**—મદઘેલી, ઓ મદઘેલી, કાં તું ચટકતી ચાલે ચાલ
તારી આંખલડી સંભાળ, અણીયાળી હૃદયે ભોંકાય—મદ૦
તું રસઘેલી, શી વનવેલી, ઓ સાહેલી ! કાં નવ કરતી કેલી ?

ચતુરાઈ તારી શાણી, નયનોની ના જાણી,
મધુરી તારી વાણી, દિલની ના પીછાણી.

**મદલેખા**—ઝરમર, ઝરમર બુન્દો ઝરતાં,
સ્નેહ સુધા કોને ના, ગમતાં ?
આપ્યાં પ્રભુએ અમૃત મીઠાં,
પીવા પાવા રહેજે મળતાં—ઓ મદ૦

**ઇન્દ્રલેખા**— (૧૨)

પોકાર હું કરતી ફરૂં, પોકાર કાં સુણતા નથી ?
અંતર બળે છે આગમાં, તે આગ કાં જોતાં નથી ?
તલવારની તીણી અણી, ખુંચે ભલે આ દિલમાં.
મીઠી નજરથી જો જુઓ, તો ઘા અમે ગણતા નથી.
અપરાધ મારા છે ઘણા, ઉદાર દિલ છે આપનાં,
જીવાડજો કે મારજો, શાને કંઇ કહેતા નથી ?

" ટેબ્લો. "

## પહેલો ડ્રોપસીન.

## બીજો અંક.

**નાચનારીઓ**— (૧૩)

મોહે છેડો ન કહાના, મગ રોકો ન કહાના,
જાઉં કયસે પનીયા ભરનકો—મોહે૦
ઠારી મંચતોગી અપની અટારીયાં,
લાગી મોહે નયનોંકી અટારીઆં,
શુદ્ધ બુદ્ધ ના રહી વીરન જાએ સહી,
કયસે કહું (૩) મુઇ લાજકી મારી મંચ મરી.
પ્યારી સુરતિયાં ગોરી સુરતીયાં,
ન્યારી કમનીયાં નિશદિન પલછીન ચીતકો ચુરાય.
નંદકે છલયંને ઘેર લીની મોરી બીચ ડગર મેં લાજ ગઈ,

**મદલેખા—** (૧૪)

નયના નખુણા ના નમાવો, નેહમાં ત્યાં [illegible] છે;
સંતાપ તનના ના શમે, કાતીલ તમારાં તીર છે.
દિલદાર હું પૂછું તને; દિલમાં કહે કંઇ દર્દ છે?
દિલની દવાઈ દિલ છે, એ વેણ મુજને યાદ છે.
પ્રેમી જનો ભેગાં મળે, ત્યાં દર્દ સૌ શમી જાય છે,
ચુંબન કરે તો દિલમાં, કંઇ રોશની નવી થાય છે.
એકવાર સામું જો હવે તું, પ્રેમની દુનિયા નથી,
આંખો થકી આંખો મળે તો, પ્રાણની પરવા નથી,

**ચંદ્રસેન—** (૧૫)

પ્રીતિના મેવા લેવા, કરૂં છું હું ઘરઘર સેવા
મહુડાનો "દારૂ" છે બુદ્ધિને સારૂ,
લખ્યું વૈદકમાં એમ હું ધારૂં,
અમૃત વેલી દારૂથી સીંચે,
મરનારો કોઇ આંખ ન મીંચે—પ્રીતિના૦
બાપને વેચું ને બ્રહ્માને ખેંચું,
પ્યાલી જો દીધું તો "વિષ્ણુ" ને વેચું.
ચાખી જુઓ, જરા ચાખી જુઓ,
અમૃત રસની લ્હેજત લીયો—પ્રીતિના.

(૧૬)

**ચંદ્રસેન**—ખોલ, ખોલ, ખોલ. ઘુંઘટ પટ ઝટ ખોલ
પીવાં અમારે ગોરસ મીઠાં,
અધર સુધારસ દેજો—
**ઋષભ**—ગોરસ પીવાં મળશે મીઠાં ગૌશાળા વસજો.
**ચંદ્રસેન**—ગૌશાળામાં ગોપી મળી તું લ્હાણી કાં નવ [illegible]
**ઋષભ**—કહાન સમાં જો નૃત્ય કરો તો આપું અમુલખ મો[illegible]
**ચંદ્રસેન**—થૈ, થે, થૈ, થે, તા, તા, થૈ (૪)—ખોલ ખો[illegible]

**નાચનારીઓ—** (૧૭)

ચલારે-(૨) નેહાં લગાય બાલમ મેરા પરદેશ,
મેરા જોબન બીતો જાય રે-
ખીલી કુમલી કલી ચુર ઝાય-ચલા૦
હેરી સખી રૂત બરખા આઇ,
પીયા બીન નાંહી કટત હય રતીયાં
થડકત હય મોરી છતીયાં ચલા૦

(૧૮)

**સખીઓ**—અલી કાં સંતાય ? અંતરમાં શું થાય ?
બોલ, બોલ, બોલ, કંઈ બોલ બાવરી;
વેણી ના તેં પે'રી, દોડી કાં તું આવી ?
બની કેમ ગાભરી ?—અલી૦
ઉઠી કેમ મોડી તું રાત કેમ જાગી ?
ના'વા કાઢયું પાણી તું મૂકી કેમ આવી.
તુજ નયને રતાશ, તુજ દિલમાં ભીનાશ,
વળી બોલમાં ખારાશ, મીઠું બોલ ?
ખોલ, ખોલ, દિલનાં દ્વાર તુજ ખોલ,
છાની છાની કહેની, વાત દિલની કહેવા છાની તું અમોલ-અલી૦

**સુક્તા-સખીઓ—** (૧૯)

**સુક્તા**—કંઈક (૨) થયું દિલમા, સખી વાત સુણને મારી....
સાન નહિં, દેહ ભાન નહિં, હું તો ઘેલી બની—કંઈક૦
**સખીઓ**—[ પણ શું થયું ? ]
**સુક્તા**—ગગનની ઉંચી અગાશી તારલા ટોળે મળ્યા,
શ્યામ ઘનને કાંઠડે અવનવું જોઈ રહ્યા.
કંઠે ભરાવી હરતને ચંદ્રી હસી હસી ચુમતી,
પાતી પીતી રસે ભરી પીયૂષ પિયુને પ્રેમથી.

( ૧૯ )

સખીઓ—લીલા પ્રભુની રમ્ય એ હતી,

અંતરમાં લા'ય તુને લાગી કાં ગઇ ?

સુજાતા—આંબાની ડાળે એક કોકિલા હતી,

કાલી કાલું ટહુકી મીઠું ભેદથી ભરી હું તો....

(૨૦)

સખીઓ—દેવ સરીખા પ્રિયતમ આવે પૂજા એની કરજે,
પ્રીતિ રસથી સ્નાન કરાવી દિલમાં આસન દેજે,

તું પૂજા એની કરજે.

સખીઓ—તું હળવે ડગલાં ભરજે—દેવ૦
સ્નેહ તણું તું ભોજન પીરસી, વાંકી આંખે જોજે;
મદમાતી, મલકાતી, શરમાતી, તું પગલાં ધીમાં દેજે—દેવ૦

(૨૧)

ઋષભ—સ્થિતિ કફોડી આ થઇ, કોને કહું હું કયાં જઇ

જોતો હતો હતો હું સુન્દરી ત્યાં ભુતડી સામે મળી !
નાનડી ભુંડણ સમી તું, કોટને વળગે ઘણી,
માફ કરને બાવડી, તુંને ખરે માએ જણી.

સુનન્દા—હવે ચાલોને આમ-(૨)

સુન્દર—હવે હેંડોને આમ-(૨)

ઋષભ—"સિન્ધુ" નદીનો જોસ આ, જમુના તણી આ નહેર

ખેંચાઉં હું એમાં પ્રભુ ! રાખે હવે તો મહેર

સુનન્દા—હવે ચાલોને આમ-(૨)

સુન્દર—હવે હેંડોને આમ-(૨)

ઋષભ—હર, હર, હર, હર શિવ-(૨)-સ્થિતિ૦

(૨૨)

હંસા—ખોલું ચુંમ્બનની પોથીનાં પાનાં હો રાજ ! જરા

ધીરે આ મુખ મલકાવજો—

(૨૫)

ઋષભદેવ—વ્હેવારીઆને નોંતર્યાં પણ કો હજી આવ્યું નહીં,
કન્યા ઉભી છે આ આંહી સસરો હજી
આવ્યો નહીં–વ્હેo

ચંદ્રસેન—સસરો આ ઉભો આહીં સસરાનો સરદાર,
પરણાવું આ સુન્દરી તો દેશો શું કલદાર ?

સુન્દર—જા, જા, મવાલી જા, જા.....

ચંદ્રસેન—કહે તો વગાડું વાજાં,
તુમ, તુમ, તુમ, તુમ, ડમક, ડમક, ડમ, (૨)
તુમ, તુમ......

સુનન્દા—વરઘોડો ચઢ્યો આ કેવો ? (૨)

સુન્દર—વરરાજા બન્યો હું કેવો ?

ઋષભદેવ—ભાગ્યો તું જોયા જેવો, સંકટ મ્હને રહેજે નથી,
વ્હેવારીઆને નોંતર્યાં......

શાન્તિ..........શાન્તિ..........શાન્તિ.

